મહારાજના વિધિ–વિધાનથી મહારાણી વિકટોરીયાના રાજયની શિતળ છાયામાં પૂર્વ દેશ બંગાળમાં આવેલા પુરાતન શહેર મુર્શિદાબાદના આજિમગંજ બલુચર નિવાસી જૈન જમીનદાર **રાય બહાદુર બાબુસાહેબ ધનપતસિંહજી**એ તિર્થાધિરાજની તળેટીનું ધ્યાન ખેંચ્યુ. તેમાં રાજયે ઇનામી જગ્યા દીધી. તેમાં યોગ્ય જિનાલયવડે તળેટીને શણુંગારમાં મુખ્ય 'મુકુટ' રૂપે નવદ્વારનો શ્રી મહેતાબ કુમારી જિનેંદ્રપ્રાસાદ જિનાલય બંધાવી ઉભય શોભા પમાડી છે. ધન્ય છે તેમને, કુટુમ્બને અને તેમની ન્યાયોપાર્જિત ધર્મરક્ષી લક્ષ્મીને!! કે જેમણે વર્તમાન જય તળેટીને હરેરાંરૂપ 'મુકુટ' ચડાવી પુણ્યાનુબંધી પુણ્ય ઉપાર્જ્યું!!!

## દુગડ ગોત્રની ઉત્પત્તિ.

## તેના મુળ પુરૂષ વીરદાસજીનું ઐતિહાસિક વર્ણન.

મારવાડના અજમેર શહેરની નજદીક 'વીસલપુર' નામના ગામમાં વિક્રમ સંવત ૯૯૪ માં **સીદમોર** નામે ચોહાણુવંશી રાજા રાજ્ય કરતા હતા. તેની ગાદીએ થયેલા **મહિપાળ** રાજાને જૈનાચાર્ય જિનવલ્લભસૂરિજીએ જૈન બનાવ્યા. ત્યારથી વીસલપુરના રાજા જૈન ધર્મ પાળવા લાગ્યા. વિ. સં. આશરે ૧૨ ના સૈકામાં મહિપાળની ત્રીજી

પેઢીએ થયેના રાજા દુગડ અને સુગડ નામે મહાનુભાવ થયા તેમા દુગડના નામે ગોત્ર-વંશની સ્થાપના ચાલુ થઇ પછી થયેલા રાજા દુગડ ગોત્રિય કહેવાયા

વિ સ ૧૬૮૮ મા રાજા **માનસુખજી** થયા તેમણે વીસલપુર છોડીને **રાજગઢ**મા રહેવાનુ પસદ કર્યું માન૦ સુખજી રાજા શૂરવીર હતા દિલ્હિપતિ મોગલ બાદશાહ શાહજહાને માનસુખજીને પોતાના પાચહજાર લશ્કરી સૈન્યના સેનાધિપતિ બનાવીને 'રાજા' ની ડીગ્રી એનાયત કરી બાદ અઢારમા સૈકામા રાજગઢની ગાદીએ રાજા **ધર્મદાસજી** થયા, તેમના પુત્ર **વીરદાસજી** થયા રાજા મહિપાળથી ધર્મદાસજી સુધી ક્ષત્રી (રાજપૂત) રીત-રિવાજ નિશબાધપણે વર્ત્યો અને જૈનધર્મે દઢ રહ્યા વીર દાસજી દુગડ રાજાએ રાજગઢ છોડીને અજમેરના **કિસન ગઢ** શહેરમા સપરિવાર આવીને વસ્યા-રહ્યા કિસનગઢમા જૈનધર્મના પસાયે જૈન મહાજન કોમમા બહુ માન અક રામ થતુ ને ઓશવશે વૃદ્ધશાખાના જૈનો જૈનકોમમા પ્રથમ દરજ્જો ભોગવતા હોવાથી તેના એક અગ્રેસર બન્યા અને રાજલોભ લક્મિનો ત્યાગ કરી કિસનગઢમા વેપારની શ્રાફી પેઢી ઉઘાડીને વીરત્વ ધારણુ કરી પોતાના બહોળા કુટુબનો નિર્દંવલિયતા પૂર્વક નિર્વાહ વીરદાસજી દુગડ

ચલાવી ધર્મમાં વિશેષ દઢ બન્યા. તેમાં નવપદજી સિદ્ધ ચક્રજીનું વ્રત-તપ એકરંગી દિલથી કરતા હતા. શ્રીમાન્ દુગડ વીરદાસજીએ પોતાના પુત્ર-પૌત્રાદિ-પુત્રીઓને વીશા ઓશવાળ જ્ઞાતિમાં પરણાવવાની લેવડ-દેવડ શરૂ કરી. તેથી દુગડ કુટુમ્બના મુળ પુરૂપ **વીરદાસજી** થયા

## દુગડગોત્રિય બાબુ કુટુંબનો શ્રી બંગાળદેશ કયારથી ?

એકદા તિર્થયાત્રા કરવાનું મન થતાં શ્રીમાન્ વીરદાસજી સપરિવારને લઇ કિસનગઢથી પાર્શ્વનાથ ઉર્ફે સમેતશિખરજી તિર્થની યાત્રાએ ગયા. યાત્રા કરીને બંગાળના બાદશાહી પુરાતન શહેર 'કાસમબજાર' માં આવ્યા. બાળ બ્રહ્મચારી શ્રી નેમિનાથ પ્રભુના દર્શન કરી આનંદિત થયા. આ સમયનો બહોળો ધંધો-રોજગાર દેખીને એક રાત્રિમાં દઢ વિચાર કરીને વળતે દિને એક મકાન રાખી લઇ શ્રોફી પેઢી-કોઠીની ઉત્તમ ચોઘડીએ સ્થાપના કરીને વ્યવસાયવડે ખુલ્લી મુકી ને મુર્શિદાબાદમાં નિવાસસ્થાન કર્યું. ત્યારથી આ માનવંત દુગડ કુટુમ્બ બંગાળમાં આવીને વસ્યું; ત્યારથી બંગાળાના વત્નિ ગણાઇને બાબુ કહેવાવા લાગ્યા અને ત્યારથી પુત્ર-પુત્રીઓ પણ બંગાળામાં પરણાવવા લાગ્યા. જે અદ્યાપિપર્યંત વૃદ્ધિ પામતું કુટુંબ

## બાબુસાહેબ રાજા પ્રતાપસિંહજી દુગડ,
## મુર્શિદાબાદ નિવાસી.



જન્મ સં. ૧૮૩૭ ] [ સ્વર્ગવાસ સં. ૧૯૧૭

પોતાની હયાતિમા ગંગા નદિમાં પાંચ પાચ કોશ કોઇ પણ મચ્છિ વિગેરે જીવહિંસા ન કરે તેવો દાબ બેસાડનાર ધર્મિષ્ટ નરરત્ન.

બહોળું અને ધનાઢ્ય મોટી જાગીરદારી (જમીનદારી) વાળુ વિશ્વવિખ્યાત છે

॥ ઇતિ દુગડગોત્ર અને મૂળ પુરૂષોત્પત્તિ સંક્ષિપ્તપૂર્ણ ॥

---

## આબુ સાહેબ, રાજા પ્રતાપસિંહજી દુગડ

ધનાઢ્ય રાજવંશી વ્યાપારી શ્રીમાન્ વીરદાસજીના પુત્ર બુદ્ધસિંહજી થયા તેમને 'બહાદુરસીંહજી' અને સિંહ સ્વપ્ને સૂચિત 'પ્રતાપસિંહજી' નામે બે પુત્રો થયા બહાદુરસિંહજીની શારિરીક શક્તિ અદ્‌ભૂત હતી, તેમની ચાલવાની ગતિ હમેશની એક હરિણની માફક ઠેકડા ને ભુસકા મારનારી કુદરતિ હતી શરીરનો બાંધો મજબૂત ઉંચો કદાવર હતો તેઓ નિર્વંશ ગુજરી જતાં પિતાજીનો સર્વ કારભાર પ્રતાપસિંહજીને મળ્યો તેમનો જન્મ સં ૧૮૩૭

ઉમ્મર લાયક થયેલા વ્યાપાર કળાના કુશળ પ્રતાપસિંહજીએ પોતાની કોઠી–પેઢીનો વહીવટ થોડા ટાઇમમાં તેજસ્વી અને ઉંચા દરજ્જાવાળો દેશ ભરમાં ખ્યાતિવંત કર્યો, આ અરસામાં ગિરાગદાર–જમીનદારો ચાસાનો ગિરાસ (ગામસહિત મુલક) નબળા વખતમાં ધિરી શકતા અને મુદત ઠરાવેલ સૂધી ઇજારે તથા ગિરો આપી શકતા

હતા. બંગાળ ભૂમિમાં આ ટાંકણે પ્રતાપસિંહજીની પ્રતિષ્ઠા અને સઘર આંટે સારો પ્રકાશ પાડયો હતો. તેથી નીચેના જિલ્લામાં ગામો ખરીદિ લઇ **જમીનદાર** બન્યા.

૧ ભાગલપુર, ૨ પૂરણિયા, ૩ રંગપુર ૪ દિનાજપુર, ૫ માલદહા, ૬ મુર્શિદાબાદ, ૭ અને કુચબિહાર, વિગેરેમાં સારી મોટી સંખ્યામાં ગામ લીધાં, અને કોઠીઓ-પેઢીઓ નાખી સર્વે ગામમાં કચેરીચો પોતાની સ્થાપી. એટલે રૈયત ત્યાં પોતાની ફર્યાદ કરે. અને તેનો નિકાલ આવે તેવું કાયદેસર બંધારણ કર્યું. જ્યારે ગામડામાં ફરવા નીકળતા ત્યારે લોકો તરફથી ભેટ નજરાણાની સારી રકમ આવતી હતી. પોતે રાજકુળ રીત મુજબ પોતાના નામથી ’ પ્રતાપ-ગંજ ગામ વસાવ્યું. ને આબાદ કર્યું. દિલ્લિપતિ બાદ-શાહ તથા બંગાળાના નવાબ તરફનું બહુ માન મેળવ્યું. અને ’ રાજા ’ નો માનવંતો ઇલકાબ મેળવવાને ભાગ્ય-શાળી બન્યા હતા. વળી આખા બંગાળાના જૈન સમાજમાં અગ્રેસર અને મોટા જમીનદાર ધર્મચૂસ્ત હતા.

## વ્યવહારિક ધાર્મિક કરેલા સુંદર કાર્યો.

રાજા પ્રતાપસિંહજી બાબૂ સાહેબે કેટલેક ઠેકાણે દવા-ખાના, સ્કુલો અને સદાવ્રતો સ્થાપ્યાં. સાધારણ વ્યાપારીને સારી મદદ કરતા હતા, જેમાંથી કેટલાકો લખપતિ અને

ક્રોડપતિ બનવા પામ્યા છે જેમાથી કેટલાક વિદ્યમાન્ છે અને રાજા પ્રતાપસિહજીનો પ્રતાપ માને છે અને શ્રીમાન્ તિર્થંકર શ્રી ઋષભદેવજીએ સસાર છોડવા દિક્ષાના નજિક અવસરે પુત્રોને રાજ્યભાગ વહેચી આપી અલગ કર્યા તેમ રાજા પ્રતાપસીંહજી બાબૂસાહેબે પોતાનુ આયુ થોડા મહિના બાકી રહેતાજ પોતાના પુત્રોને રાજ્યભાગ–ગામ ગિરાગ વહેચી આપી અલગ કર્યા

પોતાના ગામોમા જરૂર દેખાય ત્યા એક જિનાલય અને એકએક ધર્મશાળા બધાવી અને જરૂરત ન જોવાય ત્યા ફક્ત એકલી ધમશાળાજ બાધી કેટલેક ઠેકાણે જૈન-શાળાઓને મદદો કરી તથા સમેતશિખરજીનો મોટો સઘ કાઢયો હતો અને તિર્થાધિરાજ શ્રી સિદ્ધાચળજી અને જ્યા ભાવિ ચોવીશીના બાવીશ તિર્થંકરોની થનારી મોક્ષ કલ્યાણક ભૂમિ એવા ગિરનાર તિર્થનો દશ વર્ષમાજ બે વખત છરી પાળતા હજારો યાત્રુને લઇને સઘ કાઢી સઘવીપદને ધારણ કર્યું બને વખતમા છ થી સાત લાખ રૂપિયાનો ખર્ચ સત્કાર્યો કરતા થયો છે આ વેળાએ પાલીતાણા મહાજન–સઘમા એકેક રૂપિયાની પ્રભાવના લ્હાણા સાથે કરી હતી અને આનદની વાત તો એ છે કે શ્રી સિદ્ધ ચળજીમા દર કાર્ત્તિકિ પુનમ ઉપર હજારો ગમે જૈનયાત્રિનો મેળો

ભરાય તે બિનજમણે વિખરાઈ જતો દેખીને-સાંભળીને બહુ લાભ મેળવવાને કાર્તિક વદિ ૧ ના દિને બંને ટંક મિષ્ટ ભોજન ( કળીના લાડુ, ગાંઠીયા, અને ચણાનું શાક ) ના જમણ **નવકારશી** ના નામે કર્યો. અને સકળ સંઘના આગેવાન રાજનગર ઉર્ફે અમદાવાદ નગરશેઠ હેમાભાઇ વિગેરેને જણાવ્યું કે "કાર્તિક વદી ૧ ગુજરાતીના દિવસે કાયંમ નવકારશીનું બંને ટંકનું જમણવાર થયા કરશે, અને અમારા તરફથી થાય ત્યાંસુધી બીજા કોઇ સદરહુ દિવસે નવકારશીનો જમણવાર ન કરી શકે.' જે શ્રીસંઘે માન્ય રાખેલો તે અદ્યાપિપર્યંત એક સરખો ઉપરોક્ત મિ-ષ્ટાનથી ચાલ્યો આવે છે ને દર કાર્તિકીએ દશબાર હજાર જૈનો લાભ લે છે, ને સેંકડો જૈનેતરો પણ લાભ જૈનસંઘ પાછળ મેળવે છે. એક સૈકા લગભગથી આ નવકારશી અ ખંડપણે જોવાય છે. ધન્ય છે આ નવકારશીના જમણના બીજક રાજા પ્રતાપસિંહજી બાબુસાહેબને !! વિગેરેમાં તથા નવપદજી વિગેરે વ્રતોના ઉજમણામાં તથા શિરપાવ અને દાન-દક્ષણામાં વિપુલ દ્રવ્ય ખરચ્યું છે

(મોટી ઉમ્મરે પહોચ્યા પછી પોતાના પત્નિ મહેતાબ કુમારીને રાયબહાદુર લક્ષ્મિપતસિંહજી અને રાયબહાદુર ધનપતસિંહજી નામના જગદ્વિખ્યાત બે પુત્રો થયા.) રાજા

પ્રતાપસિંહજી બરાબર ૮૦ વર્ષની ઉમ્મરે વિ સ ૧૯૭૭
મા સ્વર્ગે ગયા

## છરી પાળતો સિદ્ધાચળજીમાં સઘ

### (વિ. સ. ૧૯૮૨ પ્રતિષ્ઠા સ. ૧૯૯૨)

..હુ દૂર આવેલા બગાળદેશના મુર્શિદાબાદ જિલ્લે શહેર આજીમગજ નિવાસી ઉપરોક્ત નામદાર બાબુસા હેબે તિર્થાધિરાજનો સઘ કાઢ્યો તેમા ઘણા ગાડા, વહે લો, ઘોડા અને ઘોડાગાડીઓનો જથ્થો મોટો હતો બાબુ સાહેબ પોતાનો 'મીઠડુ' નામનો હાથી જે દેખાવડો અને નાજૂક સાથે લાવ્યા હતા, તેના ઉપર બેસીને ગામ પાલીતાણામા પ્રવેશ કર્યો હતો સંઘમા યાત્રુવર્ગની સખ્યા સારી હતી સઘનો પડાવ શત્રુંવાવ પાસે તબુ–ડેરા નાખી રક્ષિત કર્યો હતો શ્રીમાન્ 'ક્ષમારત્ન'' વિગેરે પંડિત મુનિવરો તથા યતિવર્ગ હતો હવે સ ૧૯૯૨ માં સિદ્ધા ચળ પર ચોમુખજીની ખરત્તરવસીમા પોતે દેહેરાસર બં- ધાવીને પ્રતિષ્ઠા મહોત્સવ કર્યો હતો સઘ સ્વામીવા- ત્સલ્ય તથા દાન પુણ્ય પ્રશસ્તપણે થયા હતા મહાજને તથા શેઠે બહુ માન આપ્યુ હતુ

બાબુસાહેબનુ નામ ઘણુ યશસ્વી અને પ્રાત સ્મર-

ણિય ગણાયું છે. તે તેમનાથી થયેલા અને થતા ધર્મ-કાર્યો અને ધર્મકરણીથી થતા પુન્યનું ફળ છે. આ સંઘ તથા બીજા તિર્થોના પોતે કાઢેલ સંઘ તથા બંધાવેલ દેહેરાંઓ, ધર્મશાળાઓ, પાઠશાળા અને સ્કૂલ વિગેરેનું વર્ણન **પ્રતાપચોપાઇ** નામના હિન્દીભાષાના લઘુ પુસ્તકમાં છપાયેલ છે. પૂર્વે ઘણા સંઘ આવ્યા અને પંડિત મુનિવરોની બનાવેલી ઉત્તમ રાગની સ્તુતિ-સ્તવનોની જબરી હારમાળા છે. પણ તે કયારેકજ કોઇ કોઇ બોલે છે. પરંતુ જે 'શ્રી સિદ્ધાચળ ગિરી ભેટ્યારે ધન ભાગ્ય હમારા' તે સ્તવન સવારના પ્રતિક્રમણમાં સિદ્ધાચલના સ્તવનમાં આ કાઠિયાવાડ અને ગુજરાતના મોટા-નાના ગામમાં વિશેષે કરીને ગાય છે. અને દેશી પરદેશી યાત્રુ વ્યક્તિ પણ આદિશ્વર ભગવાનના દેહેરામાં અને રાયણતળે ઘણાં ભાવિકોના મુખથી આ સ્તવનનો રાગ સંભળાય છે. છેલ્લી ગાથા-જુઓ, પ્રભાત સમયમાં ઉચ્ચરાતું બાબુસાહેબનું નામ પ્રાતઃસ્મરણિય નામાવળીમાં ગણાયું તે તેમના તથા તેમને પગલે ચાલનાર પુત્ર-પૌત્રાદિથી થતા સત્કાર્યના ફળ જાણવા. ધન્ય છે! સુપુત્રો ધનપતસિંહજી લખપતસિંહજીના પુન્ય બળને! કે જેમની લક્ષ્મિ તિર્થભૂમિમાં કલ્લોલ કરતી રહી હોવાથી તે લક્ષ્મિને પણ ધન્ય છે.

મુર્શિદાબાદ નિવાસી,

રાયબહાદુર બાબૂસાહેબ લક્ષ્મિપતસિંહજી દુગડ.



જન્મ સં ૧૮૯૨ ] [ સ્વર્ગ સં. ૧૯૪૨.

હંમેશાં નવા નવા જૈન જૈનેતરો માટે રસોડાં તથા પાકા સીધાં ખૂલ્લાં મૂકનારા ભક્તિવત પ્રેમી.

## સિદ્ધાચળનું સ્તવન

સિદ્ધાચળગિરી ભેટ્યા રે, ધન્ય ભાગ્ય હમારા ॥ એ આંકણી ॥ એ ગિરીવરનો મહિમા મોટો, કહેતાં ન આવે પાર ॥ રાયણ ઋખ સમોસર્યા સ્વામી, પૂર્વ નવાણુ વારા રે ॥ ધન૦ ॥ ૧ ॥ મુળનાયક શ્રી આદિ જિનેશ્વર, ચોમુખ પ્રતિમા ચાર ॥ અષ્ટદ્રવ્ય સુપૂજો ભાવે, સમકિત મુળ આધારારે ॥ ધન૦ ॥ ૨ ॥ ભાવભકિત સુ પ્રભુગુણ ગાવે, અપના જન્મ સુધારા ॥ જાત્રા કરી ભવિજન શુભ ભાવે, નર્ક તિર્યંચગતિ વારારે ॥ ધન૦ ॥ ૩ ॥ દુર દેશા તરથી હુ આવ્યો, શ્રવણે સુણી ગુણ તારા ॥ પતિત ઉદ્ધારણ બિરૂદ તુમારો, એ તિરથ જગ સારારે ॥ ધન૦ ॥ ૪ ॥ સવત અઢાર ત્યાસી માસ અષાડા, વદ આઠમ ભોમવારા, પ્રભુકે ચરણ પ્રતાપકે સઘમેં, ખિમારતન પ્રભુ પ્યારારે ॥ ધન૦ ॥ ૫ ॥ ઇતિ સપૂર્ણ ॥

## રાયબહાદુર બાબુસાહેબ લક્ષ્મિપતસિહજી દુગડ.

રાજા પ્રતાપસિહજીના મોટા કુમાર (પુત્ર) ઉપરોક્ત બાબુસાહેબ લક્ષ્મિપતસિહજી હતા તેઓ અમીરી સ્વ ભાવના ઉદાર સમર્થ પુરૂષ હતા પોતાના તાબાના ગા મોમા સ્કુલો અને ઇસ્પિતાળ ખુલ્લા કરી રૈયતને સુખ

સાધન કરી આપ્યું ઇ સન ૧૮૬૭ વિ. સં. ૧૯૨૩ માં ગવર્નમેન્ટ (બ્રિટિશ સરકાર) તરફથી **રાયબહાદુરનો** માનવંતો ઇલ્કાબ મળ્યો. સવત ૧૯૩૨ માં **છત્રબાગ** ઉર્ફે **કુટગોળા** 'ઉપવન' લાખો રૂપિયા ખર્ચીને બાંધ્યું. જેની બરોબરીનું આખા બંગાળદેશમાં નથી. અને તેમાં ભવ્ય **જિનાલય** બાંધ્યું. તેના ચિત્રકામ પાછળ અઢળક દ્રવ્ય વાપર્યું છે કે જેનો જોટો નથી. એવું ઉત્તમ કામ અને મકરાણા આરસનું સુશોભિત કર્યું છે. જે જોવા માટે હિન્દ આવતા યુરોપિયનો ઉતરી પડે છે.

વિ. સં. ૧૯૨૬ ઈ. સ. ૧૮૭૦ માં શ્રી સિદ્ધાચળજીનો સંઘ મુર્શિદાબાદથી કાઢી તિર્થમાળ પહેરી. ને પાલીતાણામાં લ્હાણું તથા નવકારસીના જમણવાર કર્યા. રસ્તામાં આવતા ઘણા ગામના રાજાઓની માનપૂર્વક મુલાકાતો થઇ. તેમાં જયપુર મહારાજા સવાઇ રામસિંહજીએ સંઘસહિત રાય બહાદુર લક્ષ્મિપતસિંહજીનું સન્માન કર્યું. ને તે દિવસથી પરસ્પર ગાઢ મિત્રાચારી થઈ. ઘણા ધાર્મિક કાર્યોમાં સારી મદદ કરી. ઇ. સ. ૧૮૮૬ વિ. સં. ૧૯૪૨ માં ૫૦ પચાસ વર્ષની ઉક્ષ્મરે સ્વર્ગવાસ કર્યો.

તેમને એક પુત્રરત્ન કુમારશ્રી છત્રસિંહજી ઈ. સ. ૧૮૫૭ વિ. સં. ૧૯૧૩ માં જન્મ્યા. તેઓએ સારી કેળવણી

## મુર્શિદાબાદ નિવાસી

## રાયબહાદુર બાબૂસાહેબ ધનપતસિંહજી દુગડ



જન્મ સં. ૧૮૯૬ ]   [ સ્વર્ગ. સં. ૧૯૫૨

ધાર્મિક વ્યવહારિક સત્કાર્યોમાં લાખો રૂપિયા ખર્ચનારા

પુન્યવંત જૈનરત્ન.

લઈ પોતાની જમીનદારી દિપાવી હતી બાબુસાહેબ છત્ર સિંહજી નિર્ભિક અને સ્વતંત્ર વિચારના હતા વિ સ ૧૯૭૪ ઇ સ ૧૯૧૮ મા ૬૧ એકમઠ વર્ષની ઉમ્મરે સ્વર્ગવાસ કર્યો બાબુસાહેબ છત્રસિંહજીને ૧ શ્રીપતસિંહજી ૨ જગપતસિંહજી નામના બે પુત્રો થયા શ્રીપતસિંહજી બ્રિટિશ એસોશિએશન ઓફ ઇન્ડીયાના કલકત્તા વિગેરે શહેરોની સસ્થાના મેમ્બર છે જગતપતસિંહજીને ચાર પુત્ર-કુમાર હાલ છે ૧ રાજપતસિંહજી બી એ ૨ કમળપતસિંહજી ૩ પ્રજાપતસિંહજી ૪ જદુપત સિંહજી છે એમ બાબુસાહેબ રાયબહાદુર લક્ષ્મિપત સિંહજીનો પરિવાર છે

## રાયબહાદુર બાબુસાહેબ ધનપતસિંહજી દુગડનુ સક્ષિપ્ત જીવન વૃતાત

ઉપરોક્ત રાય બહાદુર બાબુસાહેબ ધનપતસિંહજી, રાજા પ્રતાપસિંહજી દુગડ બાબુના બીજા કુમાર હતા ઇ સ ૧૮૪૦ વિ સ ૧૮૯૬ મા જ્યુ છીપમા મોતી ઠવે, તેમ શ્રીમતિ મેહેતાબકુમારીની કુક્ષિથી જન્મ્યા યોગ્ય કેળવણી લઇ કોઠી તથા જમીનદારીને ઉચી હદ ઉપર લાવવાને પિતાજી તથા મોટા ભાઈ સાથે રહી કાળજીવત બન્યા પિતાશ્રીએ બંને કુમારોને ગામો વહેચી દીધા બાદ પોતાની

હકુમતવાળા ગામોમાં નહિં હતી ત્યાં નિશાળો અને ઇસ્પિ-તાળો સ્થાપી. અને બહુ દૂર સૂધી ફેલાયેલ પોતાના ગામ ગિરાસ અને રૈયતના રક્ષણુ માટે સારૂ લક્ષ આપતા હતા. અને ધર્મશ્રદ્ધા દિનપ્રત્યે વૃદ્ધિ પામતી કરી હતી.

પિતાશ્રી રાજા પ્રતાપસિંહે, પોતાના ભાગમાં આપેલ ગામોમાં જયાં દહેરાસર અને ધર્મશાળા હતી; તેનો જિ-ર્ણોદ્ધાર કર્યો. અને જરૂર હતી ત્યાં જિનાલયો અને ધર્મ-શાળાઓ નવિન સ્થાપી–બાંધીને જૈનસમાજને સમકિત પમાડવા બનતું કર્યું છે. કેઇ સ્થાને એકલી ફક્ત ધર્મશા-ળા બંધાવી છે, ધનપતગંજ ગામ બાંધ્યું. વળી ઘણા વર્ષો-સૂધી પાલીતાણા–સિદ્ધાચળજીમાં સંવત ૧૯૪૩ માં ખરતર વસીમાં એક નાનું દહેરૂં, એક પાઠશાળા સ્થાપીને ત્યાંની નાની ટોળીને મદદ કરી હતી. ઘણી જગ્યાએ સાતેક્ષેત્રોને પોષી સારી પુષ્ટી કરી છે. કે જે પાછળ લાખો રૂપિયા વાપર્યા. જે સર્વેની પૃથક પૃથક નોંધ લેતા બહુ લંબાણ થવાથી થોકડે સમુચ્ચય લખ્યું છે. જેમાં જૈન આગમ જે અપ્રગટ હતા. તેનો ઘણો ભાગ મુંબઇમાં શ્રાવક ભીમ-સિંહ માણેક દ્વારા છપાવી દરેકની મોટી સંખ્યામાં નકલો છપાવીને સૂત્રના અભ્યાસીઓને છૂટથી મફ્ત આપવામાં આવેલ છે. તે ઉપકાર વર્ત્તમાન ચતુર્વિધ જૈનસંઘ ભૂલે તેમ નથી.

આજિમગજ, બાલુચર, નળહટી, ભાગલપુર, લખી શરાઇ, ગિરડી, બરાકટ, સમેતશિખર, લછવાડ, કાકડી, રાજગ્રહિજી, ગુણિયાજી, પાવાપુરી, ચમ્પાપુરી, બનારસ, બટેશ્વર, નવરાહિજી, આબુજી, સિદ્ધાચળજી (પાલીતાણા), તળાજા, ગિરનારજી (જૂનાગઢ), મુબઇ અને કિસનગઢ એ પ્રમાણેના સ્થાનોમા જિનમદીર અથવા ધર્મશાળા અથવા બને બહુ સારી સ્થિતિમા છે તેમા પણ સિદ્ધાચળની તળેટીમા આવેલ-બધાવેલ દહેરાની ટુક વિશેષ ધ્યાન ખેચનાર છેક્ષા બાર વર્ષથી થઇ પડી છે કિંબહુના !! ઇ સ ૧૮૬૫ વિ સ ૧૯૨૧ મા મહારાણી વિકટોરિયા ( બ્રિટીશ સરકાર ) તરફથી રાયબહાદુરનો માનવત ખિતાબ મળ્યો જ્યા જતા ત્યા બાદશાહી રસાલાવાળા ઠાઠમાઠથી નીકળતા હતા પુર્વજોની પેઠે તિર્થરાજ સિદ્ધાચળજીનો સઘ કાઢ્યો અને નવાણુ યાત્રા ( ઉપર ને ઉપરથી ) કરી તે ઠેકાણે ચરણોની સ્થાપના કરી ઠેકાણે-કુમારપાળના દહેરા પાસે નવકારશી તથા સ્વામીવાત્સલ્યના સઘજમણ કર્યો હતા અને પાલીતાણા મહાજનમા વાસણનુ ( થાળીનુ ) લ્હાણુ કર્યું હતુ તથા ઝાપેચોખા સ ૧૯૦૭ ના મહાન્ જમણવાર કર્યો જે પછી પાલીતાણામા ઝાપેચોખા અદ્યાપી સૂધી નથી થયા આશ્ચર્યની બિના એ છે કે આ ટાકણે ભાટ-બારોટ લોકોએ, બાબુસાહેબ રાયબહાદુર

ધનપતસિંહજીને કહ્યું કે વાણિયાને જો આખી થાળી આપી છે, તો અમારી કોમને ૦ાા અર્ધી થાળી મળવી જોઇએ. અમે આપના ભિક્ષુક છીએ. એટલે ઉદાર દિલના દિલાવર રાયબહાદુર ધનપતસિંહજીએ થાળીઓ મંગાવીને દરેકના બરાબર બે કટકા–ટુકડા કરાવીને કોર વળાવીને બારોટમાં અર્ધી થાળીનું લ્હાણું કર્યું. આ અર્ધી થાળી કેટલાક બારોટના ઘરમાં હમણાં પણ જોવાય છે. તથા તેનાં નમુનાની એક થાળી ( અર્ધી. ) તળેટી દહેરાં ના કારખાનામાં છે.

ઇ. સન ૧૮૮૭ વિ. સં. ૧૯૪૩ માં પ્રથમના પત્નિથી જન્મેલા પોતાના મોટા બે પુત્રો **રાયબહાદુર ગણપતસિંહજી**, અને **નરપતસિંહજી**ને જમીનદારોનો રાજ્યભાગ આપીને અલગ કર્યા. બંને ભાઇઓ ભેગા રહે છે. આ સિવાય તેમના ત્રીજા પુત્ર મહારાજ બહાદુરસિંહજી શ્રીમતી **રાણી મેનાકુમારી**ની કુક્ષિથી પુત્રરત્ન થયા. અને રાય બ. બાબુસાહેબ ધનપતસિંહજી મહારાજ બહાદુરસિંહજી ભેગા રહ્યા.

ઇ. સન ૧૮૯૬ વિ. સં. ૧૯૫૨ માં ૫૬ છપન વર્ષ આયુ ભોગવી બહોળું કુટુમ્બ મુકી સ્વર્ગે ગયા ઇતિ સંપુર્ણ.

---

## ગ. બ  બાબુસાહેબ ગણપતસિંહજી ધનપતસિંહજી



જન્મ સં ૧૯૨૦ ]                [ સ્વર્ગ સં ૧૮૭૧

પિતામહે સ્થાપેલ શ્રી સિદ્ધાચળજીમાં કાર્તિક વદ ૧ નો
નવકારશીનો મહાન જમણવાર કાયમ ચાલુ રાખનાર
ધર્મ પ્રેમી પુરૂષ.

બી. પી પ્રેસ—પાલીતાણા

# રાયબહાદુર બાબુસાહેબ ગણપતસિંહજી તથા બાબુસાહેબ રાજા નરપતસિંહજી દુગડનુ સંક્ષિપ્ત જીવન.

રાયબહાદુર ધનપતસિંહજીને બે પત્નિ ( સ્ત્રી ) થયા તેમા મોટા પત્નિ ( પ્રથમ પરણેલા ) ની કુક્ષિથી બે પુત્રો જન્મેયા મોટા કુમાર ગણપતસિંહજી અને પછી બીજા કુમાર નરપતસિંહજી થયા આ બન્ને ભાઇઓએ પિતાજીના હાથ નિચે સારી કેળવણી લઇ ઉત્તમ પ્રકારની તાલિમ મેળવી હતી જેથી પોતાના ગામોની જમીન વધારી હતી અને પોતાના ગામોની ખેતના ભણતા છાત્રોને મદદ આપતા રહી લાયક બનાવવાનુ ધ્યાન પ્રથ રાખાત હતુ ધર્મરક્ત પણ ભારે લાગણીવાળા હતા ઈ સન ૧૮૯૮ વિ સ ૧૯૫૪ મા બ્રિટિશ સરકાર તરફથી રાયબહાદુર નો ખિતાબ મેળવ્યો ઇ સન ૧૯૧૫ વિ સ ૧૯૭૧ મા, ૫૧ વર્ષની ઉમ્મરે બીન પુત્રે સ્વર્ગવાસ કર્યો આ કારણે તેમના ભ્રાતુ-છોટાભાઈ નરપતસિંહજીને તેમની જમીનદારી વિગેરે મળ્યુ બાબુ સાહેબ રાયબહાદુર ગણુપતસિંહજીએ પોતાની જમીનદારીમા ગણુપતગંજ નામે એક ગામ વસાવ્યુ સિદ્ધાચળ, ગિરનાર ને સમેત શિખર વિગેરે તિર્થોની યાત્રા કરી હતી

## રાજા નરપતસિંહજી દુગડ

ની જમીનદારીના ગામો ૪૦૦ ચારસો મેલમાં સઘળા નજિક નજિક છે, જેની એકંદર માણુસની વસ્તિ ૧૩૦૦૦૦ એકલાખને ત્રીશ હજારની છે. ત્યાં ભાઇએ બાંધેલ ગણુપતગંજ ગામ ત્યાંના રાજા થયા. રાજ્યકરતી બ્રિટિશ સરકારે રાજા નરપતસિંહજીને કૈસરેહિન્દનો માનનિય ચાંદ એનાયત કર્યો. પોતાના ગામોમાં જ્યાં સ્કૂલ, દવાખાના નહોતા તે બાંધ્યા. ને સ્કોલરશીપનો પણ પ્રબંધ કર્યો. તેમને ત્રણ પુત્રો થયા. તેમાં મોટાપુત્ર (૧) સુરપતસિંહજી છે. તેઓશ્રીને નરેંદ્રપતસિંહજી અને બીજા વીરેંદ્રપતસિંહજી એમ બે કુમાર છે. (૨) મહિપતસિંહજી છે. તેઓશ્રીને જોગેંદ્રપતસિંહજી બારિંદ્રપતસિંહજી, કનકપતસિંહજી અને કીર્તિપતસિંહજી એમ ચાર પુત્રો છે. (૩) ભૂપતસિંહજીને એક પુત્ર રાજેંદ્રપતસિંહજી છે. રાજા નરપતસિંહજીએ સિદ્ધાચળ, ગિરનાર, આબુ, સમેતશિખરજી વિગેરે તિર્થો ની અને પાવાપુરી, ચંપાપુરી ને બનારસ વિગેરે કલ્યાણક ભુમિની યાત્રા પણ આત્માને આલ્હાદ પમાડે તેવી રીતે કરી છે. વિ સં. ૧૯૮૪ માં સ્વર્ગવાસ કર્યો.

પિતાશ્રી રાયબહાદુર બાબુ ધનપતસિંહજીના સ્વર્ગ-

આગ્રાહેમ રાજા નરપતસિંહજી દુગડ
કૈસરેહિન્દ



જન્મ સં ૧૯૨૬ ]                [ સ્વર્ગ સં ૧૯૮૪
પૂત્રજો પગને ચાલતા ઉઘાડ દિનના ધર્મરાગી આજિમ
ગજમાં ગંધ આવે તો પ્રથમ જમણવાર કાયમ આપનાર તથા
આસો વદિ ૧ નો સ્વામીવત્સલ કાયમ કરતા રહેનાર રત્ન.

બી પી પ્રેસ—પાલીતાણા

વાસ પછી સર્વ પ્રકારના જમણુવાર કરવાનુ તત્પુત્રરત્ન નરપતસિહજીએ હાથમા લીધુ હતુ તેશ્રી વડા પુત્રરત્ન રા બ બાબુ ગણુપતસિહજી તથા રાજા નરપતસિહજી બાબુ સાહેબ તરફથી, સ્થાપેલ નવકારશી અને સ્વામીવત્સલ્યના જમણુવારો દેશ અને પરદેશમા પૂર્વજોની પેઠે નિયમિત થયા કરે છે શ્રી સમેતશિખરજીની યાત્રાએ કે બીજા જૈન તિર્થોની યાત્રા કરતો સઘ ( બેથી હજારો યાત્રુઓ ) શ્રી આજિમગ'જ ( મુર્શિદાબાદ ) યાત્રાર્થે પધારે તો તેનો સ્વાગત વાળો પહેલો જમણુવાર થાય ત્યારબાદ બીજા ગૃહસ્થો જમાડી શકે દરવર્ષની ઓળીના પારણાનો જમણુવાર પ્રશશવા લાયક છે બગાળ તરફ એકજ ધા ન્યની ઓળી કરનારા છે આ વ્રત કરનારાની સારી સખ્યા હોય છે તેઓ સર્વે શ્રીમાન્ બાબુસાહેબ સુરપતસિહજી અને ભાઇઓ સાથે વિધિપૂર્વક કરે છે અને તે સઘળા ઓળીયાટાને તથા જૈનસઘને જમાડીને એકેક રૂપિયો તથા એકેક શ્રીફળની પ્રભાવના આપે છે આ કુટુમ્બમા નવ પદજીનો મહિમા ધ્યાન ખેચનારો છે મડળ પૂરવા પાછળ સારી રકમ ખર્ચે છે મડળપૂજા બહુ ઠાઠથી ભણાવે છે વૃત પૂર્ણ થતા ઉજમણુ પણ મહોત્સવ પુર્વક કરે છે સુપાત્ર દાન તથા અનુકપાદાન આપવાની વિશેષ પ્રથા આ રાજા નરપતસિહજી બાબુસાહેબના કુટુબમાં ( કુમારોમા ) સારી

જોવાય છે. શ્રાવકના દીકરાની દયા તેથી વિશેષ છે. તેઓ નામદારને આંગણે ગરીબ સ્વધર્મી બંધુ ગયો હોય તો તેને પ્રથમ જમાડીને ગુમદાનની પેઠે જે આપવાનું હોય તે બધ મૂઠીએ આપી વિદાય કરે છે. અને જૈનેતર યાચકોને યોગ્ય દ્રવ્ય આપે છે. પરંતુ કોઇપણને નિરાશ કરતા નથી. કિમ્બહુના ! !

## બાબુસાહેબ મહારાજ બહાદુરસિંહજી દુગડ.

રાય બહાદુર બાબુસાહેબ ધનપતસિંહજીના બીજી પત્નિ શ્રીમતિ રાણી મેનાકુમારી એ સિંહણુ સિંહને જન્મે તેમ ઇ. સન ૧૮૮૦ વિક્રમ સં. ૧૯૩૬ માં નિર્ભિક બહાદૂર બેટાનો જન્મ આપ્યો, નામ મહારાજ બહાદુરસિંહજી રાખવામાં આવ્યું પિતાશ્રી રાયબહાદુર ધનપતસિંહજીના હાથ નીચે સારી કેલવણી લઇને જમીનદારીમાં પણ એક મોટા રજવાડાના મહારાજાની પેઠે તાલિમ લીધી, જેથી રાયબહાદુર ધનપતસિંહજી પિતાશ્રીની ઉજ્જવલ કીર્તિમા ઉમેરો થાય છે. મહારાજ બહાદૂરસિંહજીએ તિર્થાધિરાજ સિદ્ધાચળજી, ગિરનારજી, સમેતશિખરજી. આબુજી, અને કેસરિયાજી વિગેરે તિર્થોની સહકુટુમ્બ પૂર્વક શાંતિથી યાત્રા કરી છે. વિ. સં. ૧૯૪૯ ના સિદ્ધાચળજીની તળેટીવાળા દહેરાની અંજનશલાકાને

બાબૂ સા૦ મહારાજ બહાદુરસિંહજી ધનપતસિંહજી
દુગડ



જન્મ સં ૧૯૩૬ ] [ હાલ વિદ્યમાન

ગવર્નમેન્ટના માનનિય, તથા પૂર્વજોની પેઠે સમેતશિખરાદિ
તિર્થના રક્ષક આગેવાન જૈન જમીનદાર

પ્રતિષ્ઠા વેળાએ પણ કુટુમ્બ જોડે હાજર હતા તે સમયે ૧૩ તેર વર્ષની સમજણી ઉમ્મર હતી આજે સવત ૧૯૯૧ મા મહારાજ બહાદુરસિહજીની બરાબર ૫૫ વર્ષની ઉમરે વિદ્યમાન છે શ્રી સમેતશિખરજી, ચમ્પાપુરીજી વિગેરે તિર્થોનો વહીવટ પ્રશસનિયપણે હાથમા અદ્યાપિ સૂધી રાખતા રહી જૈનસમાજનુ હિત જાળવે છે

મુર્શિદાબાદ, વિહાર, વીરભૂમ, હુગલી, બર્દ્ધવાન, રગપુર, દિનાજપુર, પુરણિયા, સોતાળપરગણા, રાજશાહી, હજારીબાગ, ગયાજી, અને કુચબિહાર જિલ્લાના પોતાના મઘળા ગામોનો વહિવટ કાયદાસર થતો હોવાથી રૈયત અને રાજકર્તા બ્રિટિશ સરકાર, મહારાજ બહાદુરસિહજીના ઉત્તમ ગુણોની પ્રસશા કરે છે નામદાર મહારાજ બહાદુરસિહજીને અદ્યાપિ છ પુત્રો છે તેમા વડાકુમાર તાજબહાદુરસિહજી, M L C (૨) કુમાર શ્રીપાળ બહાદુરસિહજી, (૩) કુમાર મહીપાળ બહાદુરસિહજી (૪) કુમાર ભોપાળ બહાદુરસિહજી (૫) કુમાર જગત્પાળ બહાદુરસિહજી અને (૬) કુમાર હાલ છોટા છે

મહારાજ બહાદુરસિહજી બાબુસાહેબના વડાકુમાર શ્રી તાજબહાદુરસિંહજી ઈ સ ૧૯૨૯ના જુનમાસની

તા. ૬ ના દિવસે **બંગાળ લેજિસ્લેટિવ**ના માનવંત મેમ્બર થયા. આ કુમાર તાજબહાદુરસિંહજી એક અચ્છા **ધર્મપ્રેમી** યોગ્ય વ્રત નિયમ લઈ નિરતિચારપણે પાળનારા બુદ્ધિવાળા યુવક છે. પુસ્તક વાંચનનો બહુ શોખ છે. વર્તમાન કેળવણીની ઉંચી ડીગ્રી મેળવી છતાં ધર્મચૂસ્ત જૈન-કોમના હીરા છે. ઇચ્છીએ છીએ કે શાશ્વત જૈન શ્રીસંઘમાં પ્રશસ્ત અને જરૂરી કામો કરતા રહી પિતાશ્રીના અને દાદાજીના નામને વિશેષ ઝળહળતું કરવા-દિપાવવાને શ્રીમાન્ તાજબહાદુરસિંહજી બનતું કરશે. તેઓ યુવકશ્રીને બે કુમાર-પુત્રો હાલ સગીર વયના છે.

## બાબૂસાહેબ ચોથમલજી ચીંદાલિયા.

રાજપૂતાનાના મારવાડ દેશમાં આવેલ શહેર **કિસનગઢ**માં ઘણા જૈન કુટુંબો વસે છે, તેમાં એક ચીંદાલીયા કુટુમ્બ વસી રહેલ છે. આ કુટુંબના એક **જેઠમલજી** ચીંદાલિયા નામે ધર્માનુરાગી ગ્રહસ્થ રહેતા હતા. તેમના લગ્ન-વિવાહ દુગડ કુટુંબના સુપુત્રી **ફુલકુમારી**બાઈ સાથે થયા હતા, તેમને બે પુત્ર થયા, તે બંનેને મુકી માબાપ દેવલોક ગયા. બન્ને પુત્રો મુર્શિદાબાદમાં રાયબહાદુર ધનપતસિંહજી દુગડને ત્યાં રહ્યા, એક પુત્ર ગુજરી ગયા, અને આયુષ્યમાન બીજા પુત્રનું નામ **ચોથમલજી** હતું.

## કિસનગઢ નિવાસી

## બાબૂ ચોથમલજી ચિંડાલિયા.



જન્મ સં. ૧૯૪૦ ] [ હાલ વિદ્યમાન.

મેનેજર—ધનવસી ટુંક.

આ ચોથમલજીના ઉપર રાયબહાદુર બાબુસાહેબ ધનપત-
સિહજીના સુપત્નિ રાણી મૈનાકુમારીને એક પુત્રવત પ્રેમ
હતો, તેથી કુટુબના યોગ્યવયવાળા કુમારો સાથે રમત
ક્રિડા કરે અને સ્કુલમા જાય, સ્કુલથી છુટીને ઘેર આવી
ઘરના કામકાજમા વળગે, જેથી ચોથમલજી પર આખા
કુટુબનો પ્રેમ વધતો રહ્યો પોતાની મિલન પ્રકૃતિ, દયા
દ્રહિલ, સત્યવક્તા અને હાથમા લીધેલ કાર્યની સફળતા
મેળવવી, વિગેરે ગુણોએ નિવાસ કર્યો હતો જેથી યોગ્ય
તાવાળા જોઇ હજારીબાગ વિગેરે જીલ્લાના ગામ ઉપર
કામ સોપ્યુ તેમા પ્રમાણિકપણુ જોઇ બાબુસાહેબનુ આખુ
કુટુબ ચોથમલજી પ્રત્યે રાજી રહેતુ, ને રાજી રહે છે
પોતાના માતુશ્રી મરણ પામ્યાની ખબર નહોતી તે શ્રી
મતી રાણી મૈનાકુમારીના સ્વર્ગવાસથી જાણ્યુ કે આજે
જ મ્હારા માતુશ્રી ગુજરી ગયા કેટલોક વખત પછી
છેલ્લા તેર (૧૩) વર્ષથી બાબુસાહેબ મહારાજ બહાદુરસિ-
હજી ચોથમલજી બાબુને તીર્થાધીરાજ શ્રી સિદ્ધાચળજીની
તળેટીમા આવેલી પોતાની ધનવસી ટુકના તથા પાલી
તાણામા મકાનની દેખરેખ માટે નિમણુક કરેલ છે કે
જેનો વહિવટ નિયમિતપણે ચોખ્ખો ને પવિત્ર જોવાય છે

પોતા હસ્તક વહીવટ લીધા પછી ભડારખાતાને યોગ્ય
પુષ્ટ કરતા રહી ટુકને ઝળહળતી એવી બનાવી છે. જેની

સુંદરતા, સ્વચ્છતા અને પવિત્રતા તિર્થરાજ ઉપરની ટુંકો કરતાં વિશેષ છે. હમેશાં સાત–આઠ કલાકની તળેટી જિનમંદિરે ચોથમલજી બાબુની હાજરી રહ્યાથી પૂજારી, પહેરેગિરો અને કપડા પાણીવાળા વિગેરે નોકર માણસો બરાબર પોતાનું કામ સંભાળથી કરે છે. નોકરો ઉપર પોતાની છાપ દાબવાળી અને મીઠી બેસાડવા પામ્યા છે.

ચોથમલજી પહેલાં, પ્રથમ શા. નાથાભાઇ, અને પછી બ્રાહ્મણજ્ઞાતિય નારણજીભાઇ મુનિમપણું કરી ગયા. પરંતુ દહેરાસરજીને વધારે હિમ્મતવંત કરવાને અને દર્શનિકો તથા યાત્રુવર્ગને વધારે સગવડવાળું, તથા કેટલાક નવા નવા કામ કર્યાથી તથા કરવા માંડયાથી અને અપૂર્ણ કામ પૂર્ણ કર્યાથી તથા ભંડારની આવક તેજવાળી બનાવવાને ધર્મરંગી મેનેજર ચોથમલજી બાબુ ભાગ્યવંત નિવડયા છે. તે સર્વ જૈનધર્મનો અને માતુશ્રી રાણી મેનાકુમારીના અતૂલ પ્રેમનો પ્રતાપ માને છે! તિર્થાધિરાજમાં રહી બનતું આત્મકલ્યાણ કરવાને મહેતાબવસીની શિતળછાંયમાં બનતું હોય તો તિર્થરક્ષક બાબુસાહેબ મહારાજ બહાદુરસિંહજીની કદરદાનવાળી કૃપાનું ફળ છે.

મેનેજર ચોથમલજીએ સિદ્ધાચળજીની નવાણુંયાત્રા કરી નવપદની ઓળી પૂર્ણ કરીને ઉજવી અને મોટા નાનાં સર્વ

તિર્થની યાત્રા કરી, તેમને અન્નદાન દેવાનો કઇક ભાવ ઉગ્યો રહેવાથી અને પ્રતિવર્ષ કેરીગાળામા એક વખત આબા-કેરીનો રસ કાઢીને મોટી સખ્યામા સાધુ-સાધ્વીઓને તથા વ્રતવાળા થોડાક સાધર્મી ભાઇઓને વહોરાવી તથા જમાડીને સુપાત્રદાન અને સ્વામીભક્તિનો મહાન્ લાભ તિર્થાધિરાજમા લઇ યોગ્ય પુણ્યબધ કરવાને યથાશક્તિ ભૂલતા નથી પાવાપુરીમા દીવાળીના ટાકણે સારી મોટી ત્રણ દિવસનો મેળો ભરાતા ત્રણે દિવસના જૈન યાત્રુને જમણ અપાય છે તેમા એક દિવસનો જમણવાર કાયમ માટે ચોથમલજી ચીંતાલિયા તરફથી થવાને શ્રી ચોથમલજીએ જોઇતી રકમના રૂપિયા ત્યાના તિર્થરક્ષણિય કારખાનામા મુકયા છે તેઓનો જન્મ ૧૯૪૦ મા છે એટલે હાલ ૫૦ પચાસ વર્ષની ઉમરે પહોચી ગયા છે બાળબ્રહ્મચારી ધર્મપરાયણ, સત્યભાષિત, ટેકવત પુરૂષ છે વિ સ ૧૯૭૬ મા તળેટીના વહિવટમા દાખલ થયા છે

## પાલીતાણા વસાવનાર આદ્યપુરૂષ-નાગાર્જુન યોગી શ્રાવક અને જૈનાચાર્ય પાદલિપ્તસૂરિ.

સેઢી નદીના કિનારે થોડેક દૂર ઝાડ-પાહડાથી ઢકાયેલ મહાપ્રતાપવાળી પાર્શ્વનાથની પ્રતિમા સન્મુખ રસપારાના સ્થભન વિદ્યા સિદ્ધ કરનાર યોગિ નાગાર્જુનને ખ

ખર મળી કે જૈનાચાર્ય પાદલિપ્તસૂરિ પાસે આકાશમાર્ગે ઉડીને હમેશાં તિર્થ પર્યટન કરે છે. તો તે વિદ્યા મેળવું.

એકદા યોગિને ખબર મળ્યા કે સૂરિજી સિદ્ધાચળની તળેટીમાં છે. તેથી તે ત્યાં આવી ગુરૂને નમન પૂર્વક મળ્યો. અને કહ્યું કે કૃપાળુ! મને આકાશમાં ઉડવાની વિદ્યા શીખવો. ગુરૂએ યોગ્ય જીવ જાણીને કહ્યું કે તું શ્રાવકપણું અંગિકાર કર. એટલે શુદ્ધ મનથી યોગીએ શ્રાવકપણું અંગિકાર કરીને આચાર્યના જોડે ઉપાશ્રયમાં રહે, અને ગુરૂ સ્થંડિલ જઇ આવે ત્યારે તેમના પગ ધોવાનું કામ કરતો એક દિવસે પગે લેપ લગાડીને આકાશ માર્ગે ઉડી ગયા તે તેણે દીઠું.

ગુરૂ આવીને સ્થંડિલ જઈ આવતા પગનાં તળીયાં ખૂબ ઘસીને ધોયાં અને ધોવણ પરઠવી ( નાંખી ) નહિ દેતાં ભેગું કરી છુપાવ્યું. ગુરૂ બહાર ગયાં એટલે તે પાણીને સુંઘી સુંઘીને તેમાંથી ૧૦૭ જાતની ઔષધીઓ પારખી કાઢીને મેળવી પણ લીધી. પછી ગુરૂ બહાર ગયા. એટલે તેને પાણીમાં વાટીને લેપ બનાવીને પગ તળે લગાવી ઉડવા માંડયું, તો કુકડાની જેમ ઉચે ઉડે ને પાછો જમીન પર પડે, પણ વધારે ઉચે ઉડાય નહિ તેથી ધુળથી શરિર ખરડાયું ને લોહી નીકળ્યું. એટલામાં ગુરૂ આવ્યા

ને જુએ છે તો નાગાર્જુનને દેખીને કહ્યુ કે હે પલિત ! તે આ શુ કર્યું ? એમ સાભળતા અધો મુખ કરીને સર્વે સાચી વાત કરી, ગુરૂએ મનમા તેની બુદ્ધિના વખાણ કરીને પુન બોલ્યા કે પલિત ! ગુરૂગમ નહિ કર્યાનુ આ ફળ છે તે સાઠી ચોખાના ધોવણમા વાટીને લેપ કરવો જોઇએ પછી તેમ કરી વિદ્યા સિદ્ધ કરી ગુરૂનો ઉપકાર માન્યો ને બોલ્યો કે હે પૂજ્ય ! આપના પલિતને એક ' કાનો ' આપો એટલે ગુરૂએ આપ્યો તે પલિતના પપા પાસે મૂકયાથી ' પાલિત ' થયો

નાગાર્જુનને સિદ્ધાચલની તળેટીમા ' આકાશગામિની ' વિદ્યા પ્રાપ્ત થવાથી ઉપકારી ગુરૂ પાદલિપ્તસૂરિના કાયમના નામ સ્મરણ રાખવા માટે તિર્થતળેટીમા નજદીક હાથિયાધાર નામની ડુગરીની ટેકરી પાસે પચમકાળના છેડા સૂધી નામ ન ભુસાય તેવુ એક ગામ બાધ્યુ અને તેનુ નામ પાદલિપ્તપુર રાખ્યુ પાદલિપ્તપુરનુ ગુજરાતીમા પાલીતાણુ થાય છે વળી પોતે પાલિત થયો, તે પાલિતને ' અણુ ' લગાડયાથી ગામનુ નામ ખાસ પાલીતાણુ જ સ્થાપ્યુ

આ પાલીતાણુ ના ઠાકોરસાહેબ સર બહાદુરસહજી સાહેબના હવામહેલની આજુબાજુની જમીન જાણવી વીર સ ૩૬૭ મા વસ્યુ, જેને હાલ લગભગ અઢીહજાર વર્ષ થયા.

આ ગામ ભાંગ્યું, એટલે એક માઇલને અંતરે તળેટી રોડ તરફ 'ધમધમિયા'માં પુનઃ વસાવ્યું. (અટકેશ્વર પાસે) ને પાલીતાણું નામ રાખ્યું. તે પણ તૂટ્યુ-ભાંગ્યું, એટલે ત્યાંથી અર્ધો માઇલ પાછું હઠાવીને ગામ બાંધ્યુ, ને પાલીતાણુંજ નામ રાખ્યું. આ વર્ત્તમાન પાલીતાણું ત્રીજીવારનું છે.

હવે આવા મહાપુરૂષ પાદલિપ્તસૂરિજીની એક સુંદર મૂર્ત્તિની પાલીતાણા ગામને જંગી જરૂર છે. તો કોઇ રાજા મહારાજા, શેઠ-શાહુકાર કે પુન્યવંત પ્રાણીને પાલીતાણામાં ઉક્ત જૈનાચાર્યની મૂર્ત્તિ સ્થાપવી હોય તો પાટણમાં ગૌતમ-સ્વામીના દહેરામાં પાદલિપ્તસૂરીની પ્રતિમા છે.

---

## શ્રી પાલીતાણામાં નવકારશી જમણવાર કરનારને
## તથા
## પોતાના ગામથી શ્રી સિદ્ધાચળનો સંઘ લાવે, અને શ્રી સંઘની પેઢીથી સામૈયું થાય તો સંઘ લાવનાર સંઘવીને પ્રથમ (૧) લું
## તિલક કરવાનું માન મોતીશાશેઠને સં. ૧૮૯૩.

શેઠ મોતીશાહ અમીચંદ મુળ વતિન ખંભાતના છે. મુંબઇ જઇને ચીન, જાપાન અને બીજા પરદેશી રાજયો સાથે

વ્યાપારમા વૃદ્ધિ કરતા લાખોપતિ થતા આ તિર્થરાજમા પ્રથમ સ. ૧૮૮૬-૭ માં વિશાળ અને બે ગાળાવાળી ધર્મશાળા બધાવી, અને પછી તિર્થરાજ ઉપર દેહેરાસર ૯૪ વાળુ બધાવી તૈયાર કરાવ્યુ, અને પ્રતિષ્ઠાના વરસમા સ્વર્ગવાસ કર્યો તેથી તેમના એકના એક પુત્રરત્ન, શેઠ ખિમચંદભાઈએ સ ૧૮૯૩ મા સુણઈ સુરતથી મોટો સઘ છરી પાળતો સિદ્ધાચળનો સઘ લાવ્યા તેમા પર ભાવન ગામના સઘના સઘવી રસ્તામાથી ભેગા થતા ગયા, ને પાલીતાણામા, એકીસાથે ૬૦૦૦૦ સાઠહજાર, સર્વ સઘનુ જૈનયાત્રુનો ધામધૂમથી પ્રવેશ થયો

મહા મહોત્સવ પૂર્વક તદ્દન નિર્વિઘ્ને અજનશલાકા તથા પ્રતિષ્ઠા માઘ કૃષ્ણ દ્વિતિયા દિને કરી દાન પુણ્ય અને પહેરામણી પ્રશસનિય પણે કરી અને ઘણા દિવસો નવકારશીના સ્વામીવાત્સલ્યે લબાયા હતા અને સાત (૭) ઝાપેચોખાના જમણો થયા હતા જેનો ધ્વજાદડ ફરકાવવામા આવતો તે ચોતરો તથા અજનશલાકા વાળી જગ્યા ખેડાણ થયા વિના કાયમ જેમની તેમ તેટલી જગ્યા પળાયા કરે

## સંઘપતિના બિરૂદનું માન.

નગરશેઠ હેમાભાઇની સમ્મતિથી સર્વ સંઘના સંઘવીઓ તથા યાત્રિકોએ મળી શેઠ ખીમચંદ મોતીશાહને સંઘપતિની પદવિ આપી. જે શેઠજીએ બાપને નામે સ્વીકારી. પછીથી પાલીતાણે સંઘ આવતા પેઢી તરફથી સામૈયું થાય ત્યારે સંઘવીને પ્રથમ તિલક શેઠ મોતીશા વાળા કરે. ને એક રૂપિયો તથા શ્રીફળ પણ પ્રથમ પોતેજ આપે વિદ્યમાન પણ તેમજ વર્તે છે.

નવકારશીને માટે પેઢીમાં સંઘ ભેગો કરે. તેમાં સ્થાનિક સંઘના નગરશેઠ નોતરાની રજા આપે, એટલે મોતીશાવાળા જમણ કરનારને તિલક કરે. એટલે પછી રેલિયો ફરે. કેટલું બધું માન ! બેહદ પુન્યાઇ !!



# કિરણ ૬ ઠું.

## સકળ સઘની પેઢી તરફથી જાહેર કરેલો નકરો.

સકળ સઘ એટલે શ્રી આણદજી કલ્યાણજી અને નકરો એટલે જમીન વાસણું, ગોદડા, અને વપરાતી મોટી નાની સર્વ ચીજોનો ઘસારા બદલે લેવાની મુકરર કરેલ રકમ

ઘણા વર્ષોથી શેઠ આ૦ ક૦ ની પેઢી તરફથી સ્થાપન કરેલ નકરો શ્રી સિધ્ધાચળજીમા ધાર્મિક, અને ધાર્મિક વ્યવહારિક કાર્ય, સઘ અથવા સઘ વ્યક્તિ કરે તો લેવામા આવે છે પણ તે પેઢીના પ્રતિનિધીઓએ સ ૧૯૭૭ ની આખરે સુધારા વધારા સાથે બહાર પાડેલ છે જે દરેક જૈન વ્યક્તિને ઘણો ઉપયોગિ જાણીને અમોએ અત્રે ટાકયો છે આ નકરો સિધ્ધાચળજી, તેની પચ તિર્થી, મોટી નાની પ્રદક્ષણા, અને પાલીતાણામાં લાગુ પડે છે, સુધારો વધારો જેજે કાર્યમા થયેલ છે, તે ચાલુ આકડા સાથે જણાવ્યુ છે તે આ પ્રમાણે.

## જમણવાર સંબંધિ નકરો.

| જમણનું નામ. | હાલ-સં. ૧૯૭૮ થી લેવાતો. | |
|---|---|---|
| નવકારશીનું જમણ કરતા | રૂા. ૩૫) | પેઢીમાં ભરવાના. |
| મોટો સંઘ સ્વામીવાત્સલ્યના | રૂા. ૨૧) | ” |
| નવાણુંની ટોળી જમાડતાં, | રૂા. ૧૧। | ” |
| મુંગી નવાણુંની ટોળી કરે તો | રૂા. ૧૨। | ” |
| ચોમાસાની ટોળી જમાડતાં | રૂા. ૫। | ” |
| ભવપૂજાની ટોળીના જમણમાં | રૂા. ૨૫। | ” |
| ચોસઠ પહોરના પોસહ પારણાના | રૂા. ૮) | ” |
| પજુસણનું સવારનું પારણું કરેતો | રૂા. ૨૧) | ” |
| નવપદની ઓળી પારણાનાં | રૂા. ૧૮) | ” |
| વરસી તપના એકવખતના પારણાનાં | રૂા. ૩। | ” |
| છઠ્ઠ અઠ્ઠમના પારણાના | રૂા. ૩। | ” |
| સિદ્ધિતપના દર પારણાં ના | રૂા. ૨) | ” |
| માસક્ષમણાદિ તપ પારણાનાં | રૂા. ૨) | ” |
| ઉપધાનના એકાસણાની દરટોળીના | રૂા. ૫। | ” |
| ઉપધાનના આયંબિલની દરટોળીના | રૂા. ૩) | ” |

બહારથી આવેલ સંઘ પોતાનો જમાડે તો રૂા. ૫। નકરાના છે.

## નીચેના જમણ થતા તેમા જમનારાએ પાસ કઢાવાનો નકરો.

નવાણુ ટોળીનો પાસ કઢાવતા રૂ ૧, ચોમાસી ટોળીના પાસનો રૂ ૧, ભવપૂજા ટોળીના પાસના રૂ ૨ા, વરસીતપ ટોળી પાસનો રૂ ૧ અને છઠ્ઠ-અઠ્ઠમના પાસના રૂ ૧ાત્રા સવાબાવીશ આના નકરો ભરે તો જમણના દરવાજામા પાસ લેનાર જવા દે છે

## આ પાસથી બીજો લાભ

જેમને જમણવાર ન કરવો હોય, અને પોતાની મરજી મુજબનુ કોઈ પણ ચીજનુ લ્હાણુ કરવુ હોય તો તે ખતના પાસ જોઇનેજ વહેંચે છે

**અમારી નોંધ**—ઉપરનાં ઘણા જમણો થતા જો ઇને પેઢીએ તેની રકમ વધારી છે અને કેટલાક નવા ઉમેરીને દાખલ કરેલ છે, ત્યારે કેટલોક જેમનો તેમ રાખ્યો છે

વિશેષ-પીરસણા દેવાતા, તેના કરતા હાલ ઘણુ વધી ગયુ છે અને દરવર્ષે એકાદ તો જરૂર વધેજ માટે અતિશય અને નવાનો અયોગ્ય રીતે વધારો નહિ થવો જોઇએ

## વરઘોડા-સામૈયાનો નકરો.

સોના-ચાંદીવાળા રથના રૂ. ૩૫) પાંત્રીશ, ઈંદ્રધ્વજના રૂ પા સવાપાંચ, સુખપાલ-મેનાનો રૂ. ૧ાા દોઢ, કાષ્ટના હાથીનો રૂ. ૧ા સવા, કોતલના દર ઘોડાના રૂ. ૨) બે, સાદા ઘોડા દીઠ રૂ. ૧) એક અને ચાંદીના ધોકાવાળા છ સિપાઈના રૂ. ૧ાાા પોણા બે નકરાના છે.

'શાંતિસ્નાત્ર' ભણાવે તો રૂ. ૨પા સવાપચીશ, 'અષ્ટોત્તરી સ્નાત્ર' ભણાવે તો રૂ. ૧પા સવાપંદર, 'રૂપાની નાંદ' મંડાવે તો રૂ. ૧૧ા સવાઅગિયાર અને કાષ્ટની જરી-ભરતના પડદાવાળીના રૂ. સવાપાંચ નકરો આપવો પડે છે.

## ઉપધાનનો નકરો.

પ્રથમ પ્રવેશના રૂ. ૧૨) બાર, બીજામાં પ્રવેશ કરનારના રૂ. ૬) છ, ત્રીજામાં પ્રવેશ કરનારના રૂ. ૪) ચાર, અને પહેલું અઢારિઉં એકલું કરવું હોય તો રૂ. ૨ાા અઢી નકરો ભરવો પડે છે.

## બહાર ફેરવા જતાં—

પંચતિર્થીનો સંઘ જતાં રૂ. ૫૧) એકાવન, જો તંબૂ લે તો દર તંબૂના રૂ. ૧૦ા સવાદશ, બાર ગાઉ જતાં રૂ. ૨૧) એકવીશ, જો તંબૂ લઈ જાય તો રૂ. પા સવાપાંચ નકરાના છે.

## શેત્રુંજા ઉપરનો નકરો

તિર્થમાળ પહેરવાના રૂા ૫૧) એકાવન, રથયાત્રા કઢાવવાના રૂા ૨૫) પચીશ, પૂજા ભણાવવાના રૂા ૫) પાચ, સમોસરણ મંડાવવાના રૂા ૨) બે, મંડળ પુરાવવાના રૂા રાા અઢી અને જ્યા જે કોઇ ઠુકમા કોઇપણ જિનપ્રતિમા પધરાવે તો રૂા ૧) એક શ્રી આણંદજી કલ્યાણજીને આપણે ભરવો પડે છે

**ઘીની બોલીના ભાવ**—મણ એકના રૂા. ૫) પાચ છે ફક્ત પજુસણ પર્વમા સુપનાના, ઘોડીઆના અને પડિક્કમણમાં સૂત્રા બોલીના રૂા રાા અઢી છે

### વાસણ ગાદલા ગોદડા સંબંધી

દર ગાદલાનો હમેશનો રૂ) ૦ાા અર્ધો આનો, અને ગોદડાં દીઠ રૂ)૦। પા આનો છે ને મોટા વાસણ દીઠ રૂા૦)- એક આનો, અને નાના વાસણ દીઠ રૂા૦) ૦ાા અર્ધો આનો હમેશનો નકરો લેવા ઠરાવ કર્યો છે

### તત્સબંધી ધ્યાન રાખના

જો એક ગાદલુ ખોવાઇ જાયતો રૂા ૮ આઠ, અને એક ગોદડુ ખોવાય તો રૂા ૪ ચાર ભરવા પડશે અને વાસણ ખોવાઇ જાયતો તેના વજન પ્રમાણે કિંમત લેવામા આવશે

ચોમાસુ અને નવાણું કરનારા માટે બાંધી મુદત ઠરાવી છે. દર ગોદડાં નો આઠ આના, અને દર ગાદલાંના બાર આના નકરો છે. દર મોટાં વાસણ દીઠ એક આનો ને નાનાંનો દર અર્ધો આનો છે.

નોટ—ગાદલું અને ગોદડું કદાચિત યાત્રુએ ગુમાવ્યું યા ગફલતથઇ, તો નોંધ ઉપર ચડેલ રકમ વધારે પડતી જાહેર છે. તો તે સંબંધમા યોગ્ય કિમત રાખવી જોઇએ. જેથી ધર્માદા પેઢીનું અયોગ્યત્વ ન કહેવાય. કિંબહુના !



# કિરણ ૭ મું.

## શહેર યાત્રાએ-પાલીતાણા.

૧ મોટુ દહેરાસર—શ્રી આદિશ્વર ભગવાનનુ દિવ બંદર નિવાસી રૂપસિંહ ભીમે સ૦ ૧૮૧૭ ના માહશુદી ૨ ના બંધાવીને પ્રતિષ્ઠા કરી આ ગૃહસ્થે, દહેરાની જોડે આવેલ તપાગચ્છનો ઉપાશ્રય અને તેની જોડેજ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનો કેટલોક ભાગ તેજ અરસામા બંધાવ્યા છે

૨ ગોડીજીનું દહેરાસર—સ. ૧૯૯૦ ના જેઠ શુદિ ૧૧ ના બડા મહો સવપૂર્વક પાલીતાણાના સઘહસ્તે પ્રતિષ્ઠા થઇ આ દહેરૂ બે માળનુ સઘ પેઢી—શેઠ આણંદજી કલ્યાણજીએ એકલાખ અધિક રૂપિયા ખર્ચીને બંધાવ્યુ છે પહેલે માળે મૂળનાયક અને આજુબાજુના બને ગભારાના એમ ત્રણે બિબ પાર્શ્વનાથ મોટા કદના શ્યામવર્ણ, ભવ્યકાન્તિવાળા છે અને બીજા માળ ઉપર જુના વખતના અસલી ગોડીપાર્શ્વનાથ પચધાતુના મુરતવાળા ભણશાળી હેમ ઠાર ભાઇએ ખામ પોતાના આ જગ્યાવાળાજ મકાનમા બગલામા મ ૧૮૫૦ મા ઘર દહેરાસરથી સ્થપને દર્શન

માટે સ્થાપ્યા. ( તે તથા પાષાણના ત્રણ બિંબો અને ઓઁ કાર હ્રીઁકાર ના પાટિયા સહિત. ) અને બાજુના ગભારે મોટીટોળી તથા નાનીટોળીના પ્રભુ પરોણા સ્થાપન કરેલ છે.

૩ શાંતિનાથનું—ખરત્તરગચ્છના ગોરજીના ડેલામાં મેડી ઉપર ફક્ત પાષાણનું એકજ બિંબ છે. પ્રતિષ્ટા સં. ૧૯૪૯ માં કરી.

ચાર શાશ્વતજિનનું—કચ્છી શેઠ નરસી કેસવજી નાયકે બંધાવી પોતાની ધર્મશાળામાં સ્થાપી પ્રત્તિષ્ટીત કર્યું. સં. ૧૯૨૧. હાલમાં આ દહેરાંની બાંધણી નવી કરી છે. અને મૂળનાયકનાજ મુખ્ય દર્શન થાય તેમ ત્રણ બારણા મૂકયા છે.

૫ વીરપ્રભુનું—વીરબાઇ પાઠશાળામાં પ્રતિષ્ટીત કર્યું છે.

૬ આદિશ્વરજીનું—સુરતવાળા શેઠ મોતી સુખિયાએ પોતાની ધર્મશાળામાં પ્રતિષ્ટીત કર્યું.

૭ ચિંતામણ પાર્શ્વનું—સુરતવાળા શ્રીમતિ જસકુંવરે પોતાની ધર્મશાળામાં પ્રતિષ્ટીત કર્યું.

૮ સાચાદેવ-સુમતિજિનનું—બાબુ માધવલાલ દુગડે પોતાની ધર્મશાળામાં પ્રતિષ્ટીત કર્યું.

૯ ચંદ્રપ્રભુનું—આ દહેરૂં સં ૧૯૨૮ માં કચ્છી દશા ઓસવાળ જ્ઞાતિના શેઠ નરસી નાથાએ પોતાની ધર્મ શાળામાં પ્રતિષ્ઠીત કર્યું

૧ આદિશ્વરજીના પગલા—તળાવમાં વસ્તુપાળ તેજપાળે સાડાબારલાખ રૂપિયા ખર્ચીને પાલીતાણામાં વિશાળ તળાવ નામે લલિતાગ બારના સૈકામાં પોતે બધાવી, તેની પાજ (પાળ) ઉપર દર્શન માટે દાદા આદિશ્વરના ચરણ ચોતરાવાળી દહેરીમાં સ્થાપ્યા જેનો જિર્ણોદ્ધાર સં ૧૬૫૦ માં તેજપાળ સોનીએ કરાવ્યો છે તે દહેરી હાલ કુરતાગઢ જેવી એક ઓરડીમાં છે

૨ દાદાસાહેબના પગલા—ગોરજીની વાડીમાં છે તેને મારવાડી શેઠ પ્રેમકરણજી મરોટીએ પંચના પૈસે એક દહેરાસર જેમ જગ્યાને બનાવીને જૂના ચરણ જોડે ખુદ દાદાસાહેબ-ખરતરગચ્છિય જિનદત્તસૂરિની મૂર્તિ સ્થાપી છે

૩ જુની તળેટી—તિર્થાધિરાજની ચોથી તળેટીને એકહજાર વર્ષ ઉપર થઇ ગયા છે એક મોટા ચૂનાબંધ ચોતરા ઉપર દાદા આદિશ્વરજીના ચરણની જોડાજોડ બે દહેરીઓ બાધીને ઉપર રાયણનુ વૃક્ષ રોપ્યુ અને બન્નેમાં પગલાં જોડે ૩ છે હાલ એક દહેરી તદ્દન ભાગી નાખેલ છે અને પગલા ઉપર પત્થરા એવી રીતે પડયા છે કે અ

જાણ્યાની નજર ત્યાં ન જાય. બીજી બાજુ અખંડપણે છે. બાજુમાં બાવાના અખાડામાં દરવાજામાં પેસતાંજ બાવાની દહેરી પાસે આપણી દહેરી ૧ છે. તેમાં દાદા (આદિનાથ) ના પગલાં વિદ્યમાન દર્શનિક છે. ભવિષ્યમાં આ તળેટીની કોઇપણ રીતે નિશાની રહે તેમ સંઘ પેઢીએ ધ્યાનમાં લેવાનું જરૂરનું છે.

૪ **ગોડીજીનાં પગલાં**—એક દહેરીમાં ( વિશાળ ચૂનાબંધ ચોતરા ઉપર ) ગોડીજીનાં પગલા છે. ચોતરા ઉપર જાળ ( પીલુડી ) નું વૃક્ષ છે. આ દહેરી, સ્મશાનની પેલી બાજુ થોડે દુર છે. ઓળી કરનારા ધ્વજા ચડાવવા જાય છે. જગ્યા જુના સમયની છે

આ પ્રમાણે નવ જિનાલયો અને ચાર દહેરીની ચરણોની જગ્યા વંદન દર્શન પૂજન કરતાં 'શહેરનીયાત્રા' પૂર્ણ થાય છે. ત્યારે હાલમાં નવાં ત્રણ જિનાલયો બંધાવા પામ્યાં છે. ૧ સ્ટેશન જોડે ગુરૂકુળમાં, ૨ શ્રાવિકાશ્રમમાં, ૩ બાળાશ્રમમાં રાણાવાવ (ભૂખણવાવ) જોડે જેમાં છેલ્લા બેમાં આવતીસાલે પ્રતિષ્ટા થશે. શ્રાવિકાશ્રમની જગ્યા વેચાણ લઇ બાંધેલ છે. ત્યારે બાકીની બંને સંસ્થા ૯૯ વરસના પટે લઇ બાંધેલ છે.

# કિરણ ૮ મું

## શહેર પાલીતાણામા ધર્મશાળાઓ અને ધાર્મિક સસ્થાની નામાવળી.

૧ શેઠ મોતીશા ધર્મશાળા, ૨ શેઠ હઠીભાઈની ધર્મશાળા, ૩ શેઠ લલ્લુભાઇની, ૪ શેઠ હેમાભાઇની, ૫ વોરા અમરચદભાઇની, ૬ શેઠ ભૂખણદાસના સાતઓરડાવાળી, ૭ ભડારીની, ૮ મસાલિયાની, ૯ દયાચદજીવાળી, (બદ્રિમલજીની) ૧૦ ઉજમબાઇની, ૧૧ મોતીકડીયાની

એ પ્રમાણે ગામની ધર્મશાળામા યાત્રાળુઓ પાચ નગર સુધી ઉતરે છે પછીના નબરોમા કર્યાંઈ જગ્યા ન મળી શકે ત્યારે કોઇ કોઈ યાત્રુ ઉતરે છેલ્લા બે નબરની ગામની બને નાનીમોટી ટોળીવાળાની પાઠશાળાઓ છે।

૧૨ રઘુશી દેવરાજની ધર્મશાળા, ૧૩ નરશી કેશવજી કચ્છીની, ૧૪ ગોઘાવાળી, ૧૫ જામનગરવાળી, ૧૬ મોતીસુખીયાની, ૧૭ ચપાલાલજીની, ૧૮ ઈડરવાળાની, ૧૯ કલ્યાણભુવનવાળી, ૨૦ કકુબાઇની, ૨૧ પૂરબાઇની, ૨૨ કોટાવાળાની, ૨૩ પનાલાલ બાબુની, ૨૪ માધવલાલ બાબુની, ૨૫ રતનચદ પાટણવાળાની, ૨૬ ન્હારબિલ્ડીંગ

વાળી, ૨૭ જસકુવરવાળી, ૨૮ કોચીનવાળાની, ૨૯ ભાવસારની, ૩૦ મગનમોદીની, ૩૧ દેવસીપુનશીની, ૩૨ નરશીનાથાની, ૩૩ આણંદજી કલ્યાણજીનો વંડો, ૩૪ નગીનદાસ સુરતીની, સૂરજમલ શેઠની (હાલ પાડી નાંખેલ છે.)

એ પ્રમાણે નં. ૧૨ થી ૩૪ સુધીની સર્વે ધર્મશાળા વિશાળ, રોનકદાર છે. ને સડકના કાંઠે બંને ભાગના રસ્તા ઉપરની તળાટીના રસ્તાના માર્ગે નજિક પડવાથી યાત્રુ વર્ગ આ ત્રેવીશ ધર્મશાળામાં ઉતરવા આકર્ષે છે. અને પછી પ્રથમના અગિયાર નંબર સમજવા. બાકી ગામમાં જોરાવરમલજીની ૩૫ મી છે. પણ તે યાત્રુ રક્ષણિય સ્થાન નથી, વળી પીપળાવાળી નાની ધર્મશાળા ૧ છે. તેમાં પેઢીના ગાદલાં ગોદડા ને વાસણ રહે છે. તેથી સંઘને અઢાવીશે ધર્મશાળા ઉતરવાને સુખરૂપ જાણવી. ૩૬ ગામના વિશાશ્રીમાળી મહાજનની છે. ૩૭ દશાશ્રીમાળી જૈન જ્ઞાતિની છે.

નોટઃ—યાત્રુને કાર્તિકી તથા ચૈત્રી પુનમના મેળાના દિવસોમાં ઉતરવાને કોઇપણ કારણે અગવડ જણાતાં સ્ટેટ રાજ્ય તરફથી ત્રણ દિવસ સ્કુલોના વિશાળ મકાન ખાલી કરાવીને યાત્રુને ઉતારાય છે.

---

## જાહેરસંસ્થાઓ.

કેળવણીખાતા—૧ ગુરૂકુળ, ૨ બાળાશ્રમ, ૩ બ્રહ્મચર્યાશ્રમ, ૪ શ્રાવિકાશ્રમ છે પછી ૫ ગૌરક્ષા ખાતુ છે

આઠ ફક્ત ધાર્મિકજ અભ્યાસ માટે મોટી ટોળી હસ્તે ચાલતી "રાયબ બાબુસાહેબ બુદ્ધસિંહજી દુધેડીયા" જૈન પાઠશાળા તથા કન્યાશાળા, મોટા પાયાપર મોટી સખ્યામા એક સરખી અતિ પ્રશસ્ત પણે પચાવન વર્ષથી ચાલુ છે વીરબાઇ પાઠશાળામા અને હેમચદ્રાચાર્ય પાઠશાળામા સસ્કૃત (વ્યાકરણાદિ) અને શ્રેયસ્કર મડળમા માગધી (પ્રકરણાદિ) અભ્યાસ કરાવાય છે નાનીટોળી હસ્તે ફક્ત પ્રતિક્રમણ પ્રકરણાદિ શિખવાય છે

લાઇબ્રેરી અને પુસ્તક વાચનમાળા—શેઠ તલકચદ માણેકચદ લાઇબ્રેરી, વીરબાઇ પાઠશાળા લાઇબ્રેરી, મોટીટોળી પુસ્તકાલય, અને સેવાસમાજ લાઇબ્રેરી તથા દેવર્દ્ધિગણી પુસ્તકાલય છે

રસોડા ખાતું—કચ્છી શેઠ નરશી નાથાનાં, કચ્છી પુનશી ગામતસા, મારવાડી રાજમલજી દુધેડીયા માર્ફત શેઠ મોતીશાનુ, શેઠ અમરચદ દમણીનુ એ ઘણા વર્ષોથી

ચાલે છે. ત્યારે હાલમાં કંકુબાઇમાં ચાલુ જોવાય છે. બાકી ચોમાસુ રહેવા આવનારા કોઇ કોઇ પુન્યશાળીઓ ચારમાસ રસોડાં ખુલ્લાં કરી ગુરૂભક્તિ અને સાધર્મી ભક્તિવડે સુપાત્ર દાનના પુણ્યનો બંધ કરે છે.

**ગરમ પાણી**—સંઘપેઢી તરફથી વંડામાં થાય છે. સેંકડોની સંખ્યામાં રહેતાં સાધુ સાધ્વી અને વ્રતધારી જૈનોને બારેમાસ મળી શકે છે. બાકી થોડું થોડું વર્ધમાન તપવાળા, અને પનાલાલ બાબુવાળાને ત્યાં થાય છે.

**વર્ધમાન તપખાતું**—પ્રસંશનિય છે. નિઃરસ ઘણી વસ્તુ આયંબિલમાં ખપે તેવી બનાવીને માનપૂર્વક જમાડવામાં આવે છે.

## જયતળેટી સૂધી બાકીની દર્શનિક જગ્યા.

**કલ્યાયણ વિમળની દહેરી**—એક ચોતરો બંધાવીને તે ઉપર ઘુમટીદાર દહેરી સંઘે બનાવીને ભિંતને છેડે દહેરીમાં વિમળ સંઘાડાના સાધુના છ જોડ પગલાં સ્થાપ્યાં છે. આ ઠેકાણે **મુનિરાજ કલ્યાણવિમળ** તથા **મુનિ ગજવિમળ** ના દેહને અગ્નિ સંસ્કાર કરીને તે ઉપર સ્તુપ બનાવેલ છે.

**મેઘવિજયના પગલા**—ની દહેરી એક, રાણાવાવ



શ્રી જયતલેટી અને તેના મૂગટરૂપ શ્રી મહેતાબકુમારી
જિનેન્દ્રપ્રાસાદનો ભવ્ય દેખાવ.

(ભૂખણુવાવ ) ની જોડે છે આ યતિવર્યના દેહને આ ઠેકાણે અગ્નિસંસ્કાર કર્યો તેથી સઘે તે ઉપર ચરણની સ્થાપના કરી

પછી ભાતા તળેટી, ફુલવાડી, શેઠની સતીવાવ, ચબૂતરો, અને તેના સામે મોટા બે વિશાળ ઓટલા, અને તેના પછી આપણા જમણા હાથ ઉપર—

શાતિદાસ શેઠની દહેરી—એક પરથાર ઉપર છે તેમા ગોડીજીના પગલા સ્થાપ્યા છે સાથે જાળ-પીલુડીનુ વૃક્ષ છે બાદ એક ચોતરા ઉપર પાવળીઓ છે અને છેટલે દહેરીઓ નં ૨૮ થી તથા બને બાજુ ત્રણ ત્રણ ઘુમટીના મોટા મંડપો બાધેલામા અકેકી નકશીદાર દહેરીમા ચરણ છે આ બને મંડપને છેડે પત્થરનો અકેક મોટો હાથી છે તે સર્વે આપણા બંને બાજુ બાધેલ ગઢની અંદર આવેલ છે

## સતિ વાવ.

ભાતા તળેટીના જોડાજોડ જે મોટી વાવ પાણીની છે, તે અમદાવાદના નગરશેઠ શાતિદાસના પુત્ર લક્ષ્મિદાસના પુત્ર સૂરદાસે સં ૧૬૫૭ મા યાત્રુના સુખ માટે મોગલ બાદશાહના ફરમાન પૂર્વક બધાવી છે જેનો શિલાલેખ છેહા મતવાલાના પગથિયા ઉપરના ગોખમા બેસાડેલો છે

## ભાતું વેહેંચવાની શરૂઆત—

કરાવનારા ઉપદેશક વિમળ સંઘાડાના સાધુ કલ્યાણ-વિમળ છે અને કરનાર મુર્શિદાબાદવાળા બાબુ સિતાબચંદજી નાહારના પિતામહ છે. ઉક્ત સાધુ-મુનિએ યાત્રાએ આવેલ ઉક્ત નાહાર બાબુને બોધ પમાડીને જૈન યાત્રુને શેવમમરાનું ભાતુ વહેંચવું શરૂ કરાવ્યું. આ ભાતું ખાઈને પાણી પીઇને યાત્રુ સંતોષ પામતા. પછી જેની મરજી થાય તે લાડુ અને સેવ આપે એમ પરચુરણ લોકોને ભાતુ વહેંચવાનો લાભ મળતો. પછી ધીમે ધીમે ભાતુ વહેંચવાનું સંઘપેઢીએ હાથમાં લીધું. તેમાં ધીમે ધીમે શેવમમરા નીકળી જઇ કુળીનો લાડવો ને ગાંઠીયાનું મુખ્ય ભાતુ થયું. તેમાં આગળ ચાલતા પચીશ વર્ષ ઉપરાંતથી નિત્ય નવિન પકવાનના વિવિધ પ્રકારના મોટા ભાતા હજારો યાત્રુ વચ્ચે આપીને જમાડે છે. જમાનાને અનુકુળ ચા, દૂધ અને સાકરના પાણી પણ ઘણીવાર ભાતા સાથે આપે છે. યાત્રિકોને પૂર્ણ સંતોષ હાલના તળેટી ભાતાથી થાય છે.

આ પ્રશંશનિય સત્કાર્યની સફળતા આંતરિક બહુ લાભનું કારણ નિહાળી ઘણા ભાગ્યશાળીઓએ પેઢીને રોકડ રકમ આપીને તેના વ્યાજમાંથી એક દિવસ તેના નામનું કાયમ ભાતુ અપાય. આ પ્રમાણે ત્રણુસો લગભગ દિવસ

ભરાઇ ગયા છે અને તેવી રીતે ભાતા ખાતુ હાથ ધરીને તે રકમમા પેઢી પાસે સારો વધારો થયો છે કે મોટા મોટા પગારો પણ તે ભાતા ખાતાના વધારામાથી અપાય છે આથી પેઢી અને યાત્રુ બનેને લાભદાયિ છે માટે ઘણુ તપો શેઠશ્રી આણુદજી કલ્યાણજીની પેઢી!!

## સરસ્વતિજીની ગુફા

જય તળેટીના ઉપર ચડતા આપણા જમણા હાથ તરફ આશરે ૫૦ ૬૦ કદમ દૂર કિનારાપર એક ઘુમટમા આ ગુફા છે તેમા પુરાતન વખતની સરસ્વતિની મૂર્તિ હંસ વાહિની મયુર વાહને સ્થાપેલ છે અહીં વિદ્યાર્થીઓ તથા દેશી પરદેશી જૈન જૈનેતરો વિદ્યાવૃદ્ધી માટે શ્રીફળ વધેરી વહેચે છે, મૂર્તિ ચમત્કારી અને પરછા પૂરનાર મહા વિદ્યાદેવી છે

## અજિતજિન અને શાતિનાથની સામસામેની દેહરી જોડાજોડ થઇ તે કયે ઠેકાણે?

શ્રીમાન્ બીજા તીર્થંકર અજિતનાથ પ્રભુ ચોમાસુ રહેવા પધાર્યા ત્યારે રાયણ પાસે થઇ શ્રી ભદ્રકગિરીશૃગની નીચે તલાવડી આસપાસની ગુફા અને ટેકરી, તથા છુટી જમીનમા પ્રભુ સાથેના સાધુઓ સ્થિર થયા અને પ્રભુને માટે એક પ્રસાદ ઈંદ્રે બનાવ્યો તેમા પ્રભુ સ્થિર થયા,

ચોમાસુ પૂર્ણ થતા પ્રભુ જ્યાં કાઉસ્સગ્ગે રહ્યા તે ઠેકાણે પુન્યવંત પ્રાણીએ પ્રભુશ્રીના પગલાંની સ્થાપના કરી. પછી તે નિયમાનુસારે ઘણે વખતે તેનો ઉદ્ધાર કરી દેવકુલીકા બનાવીને ચરણની સ્થાપના કરી.

પછી દીર્ઘકાળે સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથ પ્રભુ પણ સીદ્ધાચળમાં ઘણા મુનીઓની સાથે. ( ૧૫૨૫૫૭૭૭ ) ચોમાસુ રહેવા પધાર્યા. ત્યારે ભદ્રકગિરીશ્રૃંગ નીચે ઘણા મુનિ સ્થિર થયા. અને આ શિખરની વિસ્તૃત ભૂમિના છેડે મારૂદેવા શ્રંગ હતું. ત્યાં આગળ પ્રભુને રહેવાને પ્રાસાદ ઇંદ્રે બનાવ્યો, તેમાં પ્રભુ રહ્યા. ચોમાસુ પૂર્ણ થયે પ્રભુ રહ્યા તે જગ્યાએ ચરણ સ્થાપના થઇ. પછી ઉદ્ધારક મહાપુરૂષે દેવકુલિકા બંધાવીને ચરણ સ્થાપના કરી. અજિતનાથ ચરણ દહેરીની સામેજ શ્રી શાંતીનાથ પ્રભુની પગલાની દહેરી બની. એટલે એક દહેરીના દર્શન કરતાં બીજીને પુંઠ પડે. આ રીતે બંધાયેલ દહેરીઓને પડતી પૂંઠ સંબંધે થતી આશાતના લાંબો વખત રહી. દર્શનિકો શું કરી શકે? તેતો દર્શન કરીને ચાલ્યા જાય. આ બંને પ્રભુના ચરણ–પાદુકાવાળી દહેરીઓ, હાલની છ ગાઉની પ્રદક્ષણામાં આવતી ચિલ્લણ તલાવડી પાસે જોડાજોડ છે. તેજ બંને દહેરીઓ સામસામે બંધાયેલી કહેવાય છે.

જ્યારે બાવીશમા તિર્થંકર શ્રી નેમિનાથ થયા ત્યારે તેમના નંદીષેણ નામે શિષ્ય સિદ્ધાચળ પધારતા વચ્ચે ઉપરોક્ત બને પ્રભુના ચરણની દહેરીઓનુ અયોગ્ય-આશાતનાવાળુ સ્થાપન જોઇ અજિતશાંતિ સ્તવન બનાવીને તે ભણતાવારજ એક દહેરી ઉઠીને બીજીની જોડાજોડ થઇ ગઇ! તે છ ગાઉમા આવતી આ દહેરીઓ સમજવી માટે ભ્રમ દૂર કરવો

જે છીપાવસીમા નેમનાથના દહેરા પાસે શયણ આગળની છ દહેરીમા છેલ્લીમા એકમાં અજિત અને બીજીમાં શાંતિપ્રભુની પ્રતિમાઓ છે તે દહેરી જોડાજોડ થઇ ગઇ મનાય તો તે તદ્દન અસભવિત છે (કેવળદાદા વચનાત)

## ચિલ્લણ તલાવડીની ઉત્પત્તિ.

શ્રીમાન્ ચરમ તિર્થંકર શ્રી મહાવીરસ્વામી સિદ્ધાચળ સમવસર્યા ત્યારે સુધર્મા ગણધરના મહાન્ તપસ્વિ લબ્ધિવત શિષ્ય ચિલ્લણમુનિ મોટા સઘના સાથે શ્રી સિદ્ધાચળજીમા પ્રભુને વદન કરવાને આવતા હતા ત્યારે ઉપર ચડતા ચડતા યાત્રુ લોકોને તૃષા લાગી એટલે કેટલાક જ્ઞાતાજનોએ ઉક્ત મુનિરાજને પાણીના સાધનનુ પૂછ્યુ. એટલે ગુરૂશ્રીએ આગળી વતિ બતાવ્યુ ત્યારે લોકો ભેગા મળી બોલ્યા, કે હે પ્રભો! ભગવતનુ મુખ

જોયાવિના સંઘલોકોના પાણી વિના પ્રાણ ચાલ્યા જશે. અને આ ખાબોચિયા દેખાતા જળથી સંઘની તૃષા છિપે તેમ નથી. માટે પાણીનું સ્થાન બતાવો. એટલે શાશ્વતું એવા સંઘનું સાનિધ્ય કરવા ચિલ્લણ મુનિએ લબ્ધિ પ્રભાવે અખૂટ જળવાળી તલાવડી, કાઉસ્સગ્ગ કરવાની સિદ્ધસલ્લા પાસે બનાવી. જેમાંથી જળ પીઇને યાત્રુલોક શાંતિ પામ્યું અને ઉપર ચડી રાજાદનિ નિચે સમવસરણે બિરાજિત દેવાધિદેવ શ્રી મહાવીરપ્રભુને વાંદ્યા–સ્તવ્યા. આ તલાવડીના સાથે ઉપરોક્ત ઉપકારી મુનિના નામને સ્મરણ માટે જોડી દેવામાં આવ્યું, આથી ચિલ્લણ તલાવડીની ઉત્પત્તિ અને નામ જાહેર થયા, જેને લગભગ અઢીહજાર વર્ષ થયા તો પણ મોજૂદ છે.

## શ્રી ઘેટીના પાગવાળુ ઘેટીગામ ક્યારથી છે?

શ્રીમાન્ પાદલિપ્તસૂરિ મહારાજ ઘેટી ગામે થઇ તળેટીમાં આવીને રહ્યા હતા. અને ત્યારબાદ વિક્રમના સમયમાં ગામની હયાતિ સૂચવે છે, મધુવતિ ( મહુવા બંદર ) ના સમકાલિનપણાનું ગામ હતું, એ ચોક્કસ છે. કેમકે વિક્રમની પહેલી સદિમાં ભાવડશાહે પોતાના પુત્ર શ્રી જાવડશાહનું વેશવાળ ઘેટી ગામેજ કર્યું હતું. અને ધામધુમથી ઘેટી ગામે પરણાવ્યો હતો. આ વેળા ગામ આબાદ અને

જૈનોના ઘરોથી સુખી હતુ (વિ સ ૮૦) તો ઘેટી ગામ પણ બે હજાર વર્ષ આશરેનુ પ્રાચિન છે એ સિદ્ધ છે

## ત્રણ ગાથાયુક્ત સિદ્ધાચળજીની ૨૧ નામધારી ટુંક

વિમલગિરી મુત્તિ નિલઓ, શત્રુંજો સિદ્ધખિત્ત પૂંડરીઓ,
સિરિ સિદ્ધ સેહરોઅ, સિદ્ધપવઓ સિદ્ધરાઓઅ ॥૧॥
બાહુબલી મરૂદેવો, ભગિરહો સહસવત્ત સચવત્તો,
કુડસય ટુત્તરઓ, નગાહિરાઓ સહસ કમલો ॥૨॥
ઢ કો ઢઉડિ નિવાસો, લોહિઓ તાલુઝઓ કયબુતિ,
સરનર મુણિકયનામો, સો વિમલગિરી જયઓ તિથ્થ ॥૩॥

શેત્રુંજય મહાત્મ્યમા ઉપર મુજબ માગધી ત્રણ ગાથામાં તિર્થાધિરાજના મુખ્ય ૨૧ શિખરો વર્ણવ્યા છે ત્યારે નવાણુ પ્રકારી પૂજામા અને સિદ્ધાચળ શિખરે ચઢી, એ ચૈત્યવંદનમા નામ સકળનામા થોડો ફેરફાર છે પણ નામ એના એજ છે માટે કાવ્યરચના વાળાને અનુપ્રાસ મેળવવાની જરૂરતના લીધે કોઇ નામ આઘુ પાછુ જોડાવા સભવ છે તેથી સકળના ઉપર મુજબ પ્રાચિનતા સૂચવે છે

# કદંબગિરી તીર્થ.

## કાદંબકનગરી ઉર્ફે બોદાનો નેસ.

શ્રી સિદ્ધાચળજીની મોટી ૨૧ ટુંક-શિખર ૧૦૮ પૈકિના છે. તેમાં કદંબગિરી એકવીશાસું અને સજીવન શિખર છે. અને તે ઉપર ગઇ ચોવીશીના ચરમતિર્થંકર શ્રી સંપ્રતિ-પ્રભુનાં ગણધર શ્રી કદંબ નામા એકક્રોડ મુનિના સાથે અણુસણુ કરીને મોક્ષ પામ્યા. આ કાળે શ્રી સિદ્ધાચળજી ઉપર પ્રથમ મોક્ષે શ્રી પુડરીક ગણધર ગયા, ને તેના નામેથી (પુંડરીકગિરી નામે) તિર્થાધિરાજ વધારે ખ્યાતિ પામી ઓળખાયો. તેમ આ બહુ પ્રાચીન સજીવન ટુંકના ઉપર કદંબ ગણધર મોક્ષ જવાથી તે ટુંક યા શિખર તે વખતથી કદંબગીરી નામે જગવિખ્યાત તિર્થ થયું.

ગઇ ચોવીશીથી તે અદ્યાપિ સુધી કદંબગિરી (વિ. સં. ૧૯૮૮ સૂધી) ચરણુ તીર્થ રૂપે બાર ગાઉની પ્રદક્ષણામાં જગ જાહેર માનનિય છે. તેને બહુ દીર્ઘ કાળે હાલમાં વિ-સં. ૧૯૮૯ માં તપાગચ્છાલંકાર સંવેગી સૂરિ સમ્રાટ જૈનાચાર્ય શ્રી વિજયનેમીસૂરીશ્વરે જિનેશ્વરના મહાન બિંબો તદ્દન નવિન બનાવરાવી અને જિનાલયો બંધાવવા સતત ઉપદેશ કરતાં શ્રી સંઘે નવાં કરાવ્યાં ને તેની અંજનશલાકા સહિત મહામહોત્સવ પૂર્વક ફાલ્ગુન શુદી બીજ-ત્રીજના

દિને પ્રતિષ્ઠા કરી તે વેળા વીશહજાર યાત્રુ એકઠુ થયુ હતુ જેમા ૨ આપેચોખા, અને ૧૯ નવકારશી, એમ એકવીશ દિવસના ઉપરા ઉપરીના વિવિધ પકવાનોના જમણવાર થયા હતા

કદબપુરી–નગરીનો ભગ થયા પછી તે ડુગરી જગ્યામા ઓદ્દા કામળીયાએ ઓદાનો નેસ નામે ગામ બાંધેલ છે જેમા હાલ ગામમા ત્રણ ચોવીશી જિનનો કદબવિહોર પ્રાસાદ નામે મહાન બાવન જિનાલયનુ ભવ્ય દહેરાસર બધાયુ છે ને ડુગરની અધવચ ઉપરની વિશાળ જગ્યામા દાદાની ટુકના જેવા દહેરાસરો ભમતિ–પ્રદક્ષણા વાળા તૈયાર થવા આવ્યા છે જેની પ્રતિષ્ઠા હવે પછી અજન શલાકા પૂર્વક થશે જિનબિંબોથી ભૂષિત તિર્થ કદબગિરી થયુ તે પૂજ્યપાદ આચાર્ય મહારાજ વિજ્યનેમિસૂરીશ્વરજી નો પ્રભાવશાળી પ્રતાપ છે !! આ ગામમા થયેલ નવિન દહેરાસર અને ઉપર એટલે ડુગર ઉપર થયેલ તિર્થના નવિન સઘળા દહેરાં ઉપર ભાટ લોકો ( બારોટ ) નો બીલકુલ હક્ક નથી ત્યા મૂકાતી સર્વ વસ્તુ શેઠ જીનદાસ ધર્મદાસની તીર્થ પેઢીમા જાય છે અને ડુગરનીટોચ ઉપર આવેલા ચરણ-પાદુકાની જૂની દહેરીએ મૂકવામા આવતા ચોખા બદામ ને પૈસા ભાટ

લોકો લઇ લે છે તે પણ ધ્યાનમાં રાખવું. ગુરૂની વિશેષ કૃપા એ થઇ કે-ઘણા ગામના દેશી પરદેશી જનો થોડા ઘણાં જિનબિંબો અંજનશલાકા કરાવાને નવા લાવ્યા હતા. તેમાં જેને પ્રતિષ્ઠા સમયે ગમે ત્યાં સ્થાપન કરી કંઇપણ દ્રવ્ય વાપરવાના હતા, તેવા જૈનોની પ્રતિમાઓની અંજન-શલાકા વિધિ તદ્દન બિન નકરે કરી આપી. અને જેને નકરો ઉપજાવવો હતો, તેવા જૈનો પાસેથી નકરાની રકમ લઇને પેઢીમાં અપાવી. ને પછી તેના પ્રતિમાને પણ અંજન શલાકા કરી આપ્યા હવે આ બોદાનો નેસ હાલ ગામડું છે, પણ તિર્થ થવાથી ગામ વૃદ્ધિ પામતું જશે એ દેખીતું છે. બાલ બ્રહ્મચારી વિજયનેમિસૂરિજીની દરેક બાબતમાં કાળજી કોઇ ઓર છે. દુનિયામાં જવલ્લેજ રત્ન પાકે છે !



# કિરણ ૯ મું

## જેવો તેવો સયમિ; શેત્રુજે પૂજનિક.

આ સૂત્રમા એ પ્રશ્ન ગુથાયો છે કે-જેવો તેવો સજમિ કહેવો કોને ? તેનો ખુલાસો કરતા શાસ્ત્રકાર જણાવે છે કે-જેમણે દેશવિરતિપણું ત્યાગી સર્વવિરતી-પણાને અગિકાર કરી પચમહાવ્રત ઉચરીને ચારિત્ર સુચારિત્ર પાળવાને સાધુત્વ અગિકાર કર્યું છે તેવા મજબૂત મનવાળા સાધુઓ મૂળ ગુણને બિલકુલ દુષણ લગાડવા નથી અને ઉત્તરગુણને દુષણ લગાડે તો તે દુષણથી ) જે વ્રતનો ભગ થયો હોય, તેની આલોયણા લેવાથી શુદ્ધિ થાય છે માટે વ્રતને દુષણ લગાડયાથી યા લાગ્યાથી સાધુનો સજમ જતો નથી, કેમકે જ્યાસૂધી છકાયની દયા છે, તથા વ્રતભગના પ્રાયશ્ચિતની આલોયણા લેવાને પ્રણામ વર્ત્ત છે, ત્યા સૂધી તેમને સજમિ કહીએ તો આલોયણા લેવાને ખપી તેવાઓને જેવો તેવો સજમિ કહેલો છે

શાખ—આ અધિકાર ઠાણાગ સૂત્રે, તથા ભગવતિ સૂત્રે છે અને ગિતાર્થ ગુરૂઓથી શ્રવણ પણ તેવીજ રીતે થાય છે

શેત્રુંજયે પૂજનિક એટલા માટે કહ્યા છે કે હત્યાદિક મહાન્ પાપરાશીને દૂર કરવા, અને સ્વર્ગાપવર્ગ ( દેવલોક અને મોક્ષ. ) આપવાને જે ઉગ્રપણે ગુણ શેત્રુંજય ધરાવે છે. તેવી મહત્વતા બીજામાં નથી. તો તરણ તારણ તિર્થાધિરાજમાં પડવાઈછતાં પૂજનિક બને એમાં આશ્ચર્ય નથી.

**વિશેષ**—આ પંચમકાળમાં 'બકુશ અને કુશિલ' એ બે પ્રકારના નિગ્રંથ મુનિઓ સામાયિક અને છેદોપસ્થાનિય એ બે પ્રકારના ચારિત્રથીજ શોભતા સુવિહિત ગિતાર્થ સાધુઓ ચાલુ આરાના છેડા સૂધી જયવંત વર્ત્તશે. અને તે સંજમધારીઓ માર્ગાનુસારી કહેવાશે. લિંગિ લિંગેન્ ભુષિત ઇતિ વચનાત. એટલે જે સંજમિઓ-લિંગિઓ યથાર્થ **લિંગથી શોભાયમાન** માર્ગે રહેલાઓથી જિનધર્મે ચરમજિન પ્રભુશ્રી વીરનું શાસન ઝળહળી રહ્યું છે. અને તેવા સંજમિઓ શેત્રુંજયતિર્થમાં ભવ્યજીવોને ઉપકારક હોઇ પૂજનિક છે.

**વિશેષાર્થ**—અનાચારિ, ઉન્માર્ગિ, શીથિળ, તથા પડવાઇ બનેલા ફક્ત વેશ પહેરીને આજિવિકા ચલાવે છે. તેઓને શાસ્ત્રકારે સંજમી કહ્યા નથી. તથા તેમને પડિલાભતા સુપાત્રદાન ગણાતું નથી. અને તેવાઓપર જેવા તેવા સંજમિની ભાવના રાખીને આહારાદિકથી પોષતાં

શાસનની અવગણનામા ઉત્તેજન આપવા બરાબર છે માટે તે અનુકપાથી પોષતા અડચણ નથી સુપાત્રદાન એજ કહેવાય કે માર્ગાનુસારે વર્ત્તતા થકા ગ્રામાનુગ્રામ ભવ્યાત્મા ઓના હિતાર્થે વિચરી રહી શ્રીવીરપ્રભુના શાસનમા ઉદ્યોતને યથાશક્તિ પ્રકાશ પાડી રહ્યા છે તેવાઓને વહોરાવતા-ભક્તિ કરતા સુપાત્રદાન કહેલ છે કિમ્બહુના !

---

## નવકાર મત્રનો છપ્પો.

ચૌદ પૂરવનો સાર, મત્ર નવકાર ગણિજે,
સકળ મત્ર સરદાર, ભાવથી નિત્ય ભણિજે
ચિંતા ચૂરક એહ, વળી વાછિત પૂરનારો,
વિઘ્ન વ્યાધિ હરનાર, પાપ પ્રલય કરનારો
ત્રીજગમા ત્રણકાળમા, એ સમ બીજો કો નહિ,
સ્થિર ઉપયોગે ધ્યાવતા, સ્વર્ગ મોક્ષ પામે સહી



# કિરણ ૧૦ મું.

## પ્રાયઃ એ ગિરિ શાશ્વતો, મહિમાનો નહિં પાર.

તિર્થાધિરાજ સિદ્ધાચળજી શાશ્વતો નથી, એ સત્ય છે. કેમકે જે વસ્તુનું મૂળથી જે સ્વરૂપ હોય, તેજ સ્વરૂપ કંઇપણ ફારફેર વિના કાયમ જ્યારે જોઇએ ત્યારે તે મૂળ પ્રમાણેજ જણાય તેનેજ શાશ્વત કહીએ. મેરૂ પર્વત શાશ્વત છે:

સિદ્ધાચળ તિર્થરાજ અશાશ્વત્ પણ નથી, એ પણ બરાબર છે. કેમકે જે વસ્તુ મૂળ સ્વરૂપમાં હોય તે કોઈ વેળા બદલાઇ જઇને બીજા રૂપમાં દેખાય. અને કોઇ વેળા તેનો સર્વથા નાશ પણ થાય તેને 'અશાશ્વત' કહીએ. ત્યારે આ ઉપરોક્ત વાક્ય પ્રમાણે—

શ્રીમાન્ તિર્થાધિરાજ સિદ્ધાચળજી સદાકાળ–કાયમ 'પ્રાયઃ શાશ્વત્' છે. જે વસ્તુનું મૂળ સ્વરૂપ કાળના વહેવા સાથે વધે અને ઘટે. પરંતુ મૂળમાંથી જેનો નાશ નથી અને પુનઃ ઘટેલો વધે તેજ પ્રાયઃ શાશ્વત કહીએ. સિદ્ધાચળજી દરેક અવસર્પિણિએ એંશી જોજનથી સાત હાથ સૂધીનો હોય છે. ત્યારે દરેક ઉત્સર્પિણિએ સાત હાથથી

તે એંશી જોજન સૂધીના પ્રમાણવાળો છે એવા માનવાળુ બીજુ કોઇ તિર્થ નથી વળી તેના જેવી મોક્ષદાતા ભૂમિ બીજી નથી અનતાજીવો, એ પ્રભાવશાળી મહાન પવિત્ર અને અનત મહિમાવાળાને શરણે આવીને મોક્ષ મેળવેલ છે જેનુ વર્ણન તિર્થંકરદેવો પણ પૂર્ણ કરી શકતા નથી હજાર જિન્હાવાળો જ્ઞાનિ હોય તો તે પણ જાણતા છતા કહેવાને અસમર્થ છે તો બીજાની કયા વાત!! તેથી તેના મહિમાનો પાર નથી

વીશ ક્રોડાક્રોડી સાગરોપમમાં ફક્ત 'બે ક્રોડાક્રોડી સાગર' જેટલા કાળમા 'ધર્મ' છે અઢારમા ધર્મ નથી અને તે બેમા અવસર્પિણિના 'ચોથા આરે' અને ઉત્સર્પિણિના 'ત્રીજા આરે' તિર્થંકરોની ચોવીશી હોય આ વેળાએ સિદ્ધાચળનુ માન ૫૦ જોજનના પ્રમાણનુ હોય છે એમ અનતાકાળથી ચાલ્યુ આવે છે ને આવશે.

ઉસ્તી ધરાવતી ચોખાખાણ અને રત્નોપધિયો

શેઠથી આ ક ની પાલીતાણાની પેઢીના મુનિમ ખાણુ ગીરધરલાલે પોતાના બખતમા ચોમુખજી તરફનો મોટો કિલ્લો ઘોટોક પડી ગયેલને ફરી કરવા તે ભાગને અદ્ધરથી-પાયામાથી નવેસર કામ ખોદતા બે-ત્રણ હાથ જમીનમાં મોટા ચોખાનાજ ઘાટના મોટા-નાના અને જાડા-પાતળા 'સ્ફટિકના ચોખા' ઢગલાબધ નીકળ્યા જે પણ

યાત્રુ તથા ભાટલોકોએ સારી રીતે ત્યાં જઈને લીધા હતા. જે ચોખો હજુ કેટલાકો પાસે હશે. તેથી ' ચોખાખાણુ ' વર્ત્તમાનમાં કાચના રૂપમાં પણ પ્રગટે છે.

## મહસ્રરોહણિ ઔષધિ.

નાના નાના વૃક્ષો ઉલખાજળથી તે ચિલ્લણના ગાળા સૂધીમાં અન્ય વૃક્ષના જથ્થા ભેગા ઉગી નીકળે છે, તો તે જાણકાર હોય તોજ લાભે સં. ૧૯૫૫–૬ ના છ ગાઉ જતાં એક બાઇને ઠેશ વાગ્યાશી પગના અંગુઠાનો નખ નીકળી જતાં લોહીને દૂર કરવા તેવા પાંદડાં ચુંટતા ચુંટતા એક પાંદડું એવું આવ્યું કે અંગુઠા ઉપર લગાવતાં ચોંટી ગયું ને લોહી નીકળતું બંધ થયું. આ બાઇ ઠુંગતી ઠુંગતી તલાવડીએ આવતા જાણકારોએ પૂછયું કે કે બ્હેન કેમ! લોહી બંધ થયું? અમારી પાસે તમાકુ સૂંઘવાની છે, તે દાબો એટલે બંધ થશે. અમને તે વખતે યાદ ન આવ્યાથી ચાલવા માંડયું. બાઇ બીતી બીતી પાંદડા તોડીને લોહી લુંછતી. તેમાં આ એક ખંડિત પાંદડું ચોટેલને ઉખેડી બતાવે છે, તો કાચો જીવતો નખ થોડીવારમાંજ આવી ગયો, જો સાંજ સુધી પાંદડું ઉખેડયું ન હોત તો જરૂર પાકો નખ બંધાઇ જાત. તો ઘા રૂજાવાની પણ વેલ વૃક્ષૌષધિ છે. તેમજ દવાઇની ઘણી ચીજો શેત્રુંજા ઉપર સાક્ષાત્ છે.

## રસ કુપિકા વાવડી

ચિત્તણુ તલાવડીની પાછળ ના ગાઉ આશરે એક વાવ નાની નાજુકને સાકડી આવે છે તેવાજ આકારની રસકુપિ વાવ પાચસો કદમ દક્ષિણ દિશામા આવે છે આ વાવને છપ્પનીયામા ઘેટીના એક ખડભારિયા દ પતિને ભેટો થયો હતો બીજી વખતે તપાસતા તેને પણ હાથ આવી નહીં તો આ વસ્તુ નિલોભિ અને દયાર્દ્ર દિલનો ગભિર ધર્મીજીવ હોય તોજ તેને દર્શન આપે શોધખોળ કરે તો જેટલુ જુના ગ્રંથોમાં છે તેટલુ આ કાળે અલ્પ, પણ છે છે ને છે

---

## 'એક જ વીર.'

(છપ્પો)

એક જગતમા વીર અરે મેં નયણે નિરખ્યા,
એક જગતમા વીર પ્રભુ મેં પ્રેમે પરખ્યાં,
એક જગતમાં વીર ધીર અતિ એ જાણુ,
એક જગતમા વીર મહા શરવીર વખાણુ,
દેવ મનુષ તિર્યંચના, ઉપસર્ગો વેઠ્યા અતિ,
એજ વીર જગ જાણીયે, 'મહાવીર' શાસનપતિ



## શ્રી સિદ્ધાચળજી ઉપર નવટુંકના કુલ દહેરાં, દહેરીઓ, અને પ્રતિમાજી તથા પગલાંની સંખ્યા.

| | દહેરાં, | દહેરી, | પ્રતિમા | પગલાંજોડ |
|---|---|---|---|---|
| ૧ આદિશ્વરદાદાની ટુંક— | | | | |
| રતનપોળ— | ૨૦ | ૨૩૪ | ૩૩૫૦ | ૧૬૯૫ |
| વિમળવસી— | ૩૫ | ૬૦ | ૧૪૧૦ | ૨૧૦ |
| નરસી કેશવજી— | ૨ | ૭૦ | ૭૦૨ | ૨ |
| ૨ મોતીશા શેઠની ટુંક— | ૧૭ | ૧૫૦ | ૨૬૦૧ | ૧૪૫૭ |
| ૩ બાલાભાઇની ટૂંક— (અદભુતજી સાથે) | ૬ | ૧૫ | ૩૦૫ | ૨ |
| ૪ પ્રેમચંદ મોદીની ટૂંક— | ૭ | ૫૧ | ૪૮૦ | ૧૪૬૦ |
| ૫ શેઠ હેમાભાઇની ટુંક— | ૪ | ૪૪ | ૩૨૫ | ૩ |
| ૬ ઉજમબાઇની ટુંક— | ૩ | ૬ | ૨૭૫ | ૧ |
| ૭ સાકરચંદ પ્રેમચંદની ટુંક— | ૩ | ૩૧ | ૧૫૧ | ૯ |
| ૮ છીપાવસી ટુંક— (પાંડવસાથે) | ૫ | ૫ | ૧૦૩૬ | ૧ |

૯ ચોમુખજીની ટુંક—

| | | | | |
|---|---|---|---|---|
| ચોમુખજી— | ૧૩ | ૭૪ | ૭૦૬ | ૪૧૫૬ |
| ખરતરવસી— | ૧૧ | ૧ | ૧૮૦ | |
| નરસી કેશવજી— | ૨ | ૨૦ | ૨૩૦ | |
| | ૧૨૮ | ૭૬૧ | ૧૧૭૫૧ | ૮૯૯૬ |

એવી રીતે મોટા દહેરાસર સવાસો, દહેરીઓ પોણાઆઠસો, પાષાણના જિનપ્રતિમા પોણા બારહજાર, અને ચરણ-પાદુકા જોડ કઇકઓછું નવ હજાર છે તે સિવાય ધાતુની પ્રતિમાઓ, સિદ્ધચક્રો, શેઠ શેઠાણી, મુનિરાજો, દેવદેવી, અને હનુમાન, વાઘ (સિંહ) સર્પ, મયૂર, અને હંસાદિ તિર્યંચોની પણ ઘણી મૂર્તિઓ પાષાણની છે એ ઉપર મુજબની સંખ્યા મોટા કિલ્લાની અંદર જાણવી



# કિરણ ૧૧ મું.

## વિમળવસીમાં ચક્રેશ્વરી માતા.

આ દેવી તિર્થ રખવાળી તથા શાસન રખવાળી કહેવાય છે. પણ પ્રથમ તિર્થંકર દેવાધિદેવ ઋષભદેવ ભગવાનની યક્ષિણી-અધિષ્ટાયિકા દેવી છે. તેનું મૂળસ્વરૂપ અષ્ટ ભુજાળી અને ગરૂડ વાહન છે. ત્યારે હાલમાં તેની મૂર્તિ ચતુર્ભુજા અને સિંહના વાહનની સ્થાપના મોટે ભાગે જોવાય છે. તેનું કારણ સમજાતું નથી. પરંતુ વિદ્વજનો શોધ કરવા બુદ્ધિ વાપરે તો સમજી શકવાને અસંભવ નથી. આ મહાદેવીનું અપરનામ અપ્રાતચક્રા દેવી છે. અને સોળ મહાવિદ્યાદેવી પૈકીની એક વિદ્યાદેવી પણ ગણાય છે. આ દેવીની સ્થાપના પ્રતિષ્ટા ઉદ્ધારકે સં. ૧૫૮૭ માં કરી છે. જાણવા વિચારવા યોગ્ય.

આ દહેરાંના મંડપમાં (જાળીના પગથિયાંથી.) વચ્ચે એક ગજ આશરે ઉંડો ચોરસ ખાડો-કુંડ બનાવેલ છે. તેના ઉપર બંધ બેસતું પત્થરનું ઢાંકણુ બનાવ્યું છે. કે જેથી દર્શનિકોને અડચણ રૂપ ન થાય. આ ઠેકાણે કેટલાક વર્ષોથી બે વખત દરપ્રતિવર્ષ હવન થાય છે. ત્યારે કુંડી ઉઘાડે છે. પ્રથમ હવન આસો શુદિ ૮ નું શ્રી સંઘ શેઠ

આણંદજી કલ્યાણજીની પેઢી કરે છે તેમા દાડમ પ્રમુખ ફળ તથા ગુલાબ દિ સુગધી પુષ્પો કે જે સચિત્ છે તે હોમાય છે અને હોમ પ્રાય મુનિમના હાથે કરાય છે બીજુ હવન પાલીતાણા રાજ્ય તરફથી આસો શુદિ ૧૪ ના દિને થાય છે આ વેળા ગામમાથી થોડાક કરબારી માણસોને તેના ગોર વિગેરે આવીને તેજ જગ્યામા હવન કરે છે અને તે પણ નાળિએર અને પુષ્પાદિ જોઇતી સઘળી ચીજો હોમે છે

એમ સઘ તરફથી અને રાજ્ય તરફથી થતા હવન વગર પ્રસગે કાયમના પેસી ગયા છે. તે જાહેર છે. ઘણા આચાર્યાદિ મહા મુનિવરો પણ સારી રીતે જાણે છે

સિદ્ધાચળ ઉપરની જગ્યામા હજુ આ સ્થાન અને જોડેનું નેમજીની ચોરીનુ પ્રગટપણે પ્રાચિનતા સૂચવનારૂ દેખાય છે, તે જોનારની બુદ્ધિ તેને ભાન કરાવે તેવુ છે

હવે અત્રે પણ ચતુર્ભુજા અને સિંહ વાહનવડે માતા જી બિરાજમાન છે તો ઘણા ડાહ્યા અને અનુભવી સારા ક્ષયોપશમ વાળી સદ્દબુદ્ધિ ધરાવતા વિદ્વાનો અનુમાન પ્રમાણથી સિદ્ધ કર્યા પેઠેજ જણાવેલુ અને જણાવે છે કે શ્રી મુનિસુવ્રત પ્રભુના શાશનમા થયેલા 'શ્રીપાળમહારાજા અને મયણાસુદરી' ને મૂળ રૂપના બદલે આ ચતુર્ભુજા ને

સિંહ વાહનથી યુક્ત દર્શન દીધા હોવાથી તે રૂપે પણ સ્થાપના સંભવે છે.

## હાથીપોળ સંબંધી જાહેરખબર.

સ. ૧૮૬૭ ના ચૈત્ર શુદિ ૧૫ ના રોજ સંઘે ભેગા મળી જાહેર કર્યું છે કે-હાથીપોળમાં કોઈએ દહેરાં બાંધવા નહિં. અને જો કોઇ બાંધશે તો તે સંઘનો ખૂની ગણાશે. સઘે ભેગા મળીને લખ્યું છે. માટે તેની ઉત્તર દક્ષિણ દિશામાં અંદર દેહેરાં બંધાવવા નહિ. સં. ૧૮૬૭ ના ચૈત્ર શુદિ ૧૫ ના રોજે લખ્યું છે. સહી છે.

## ભરતચક્રિએ ભરાવેલ બિંબોનો પ્રભાવ.

સિદ્ધાચળના પ્રથમોદ્ધારક આ ચાલુ કાળમાં ભરત ચક્રવર્ત્તિ થયા. તેમણે મણિમય જિન પ્રતિમાઓ ભરાવીને પ્રતિષ્ટા કરેલી. તે બિંબો સુવર્ણ ગુફામાં દેવઅધિષ્ટીત પણે હાલ સ્થાપન છે. તે ગુફાનો એક તરફનો મુખ-દ્વારનો ભાગ રાયણના પાસે છે. તો જો તે પ્રતિમાનાં કોઇ પણ રીતે દર્શન થાય તો તે દર્શનિક જરૂર ત્રીજેભવે મોક્ષપદને પામે છે. કહો કેટલો બધો પ્રભાવ !! (શેત્રુંજયમહાત્મ્ય.)

## એકજ લછનનાં અષ્ટાપદજીનાં દહેરાના મૂળનાયક—અને બિંબ.

દાદા ઋષભદેવજીનાં સ્થુલ દેહને, આ પર્વતની ટોચે જ્યાંથી મોક્ષમાં ગયા તે ભૂમિ ઉપર અગ્નીસંસ્કાર કેયો, તે જગ્યાએ તેમના પુત્ર ભરત ચક્રિએ ચૈત્ય-દહેરૂ બધાવીને તેની ચોતરફની પીઠ ઉપર હવે પછી થનારાં ત્રેવીશ અને ઋષભદેવ પ્રભુ મળી (૪-૮-૧૦-૨=૨૪) ચોવીશે જિનેશ્વરની માનોપેત પ્રતિમા ભરાવીને સમનાશાએ સ્થાપી તેજ રીતે જ્યાં જ્યાં અષ્ટાપદજીનુ દહેરાસર હોય ત્યા તે મજ સ્થાપના વગર ભીનવાળા બિંબોથી આ કાળે સ્થાપના પ્રતિષ્ટા હોય છે. સિહનિષેદ્યા આ દહેરાનુ નામ જાણવુ,

" હવે સિદ્ધાચળજી ઉપરના દહેરામાં ચારે બાજુની મળીને ૨૪ પ્રતિમાં બરાબર છે પરંતુ મૂળનાયકના બંને બિંબ શ્રી ધર્મનાથ પ્રભુના છે તો ચોવીશમાં કયા પ્રભુની પ્રતિમા નથી? તેની કોઇએ અદ્યાપિ સુધીમાં શોધ કરી છે? શેઠ આ૦ ક૦ ની પેઢી દફતરે તો નોધ હોયજ માટે તેણે ખુલ્લુ કરવુ !



# કિરણ ૧૨ મું.

## શ્રી તિર્થપતિ દાદાનાં દહેરાની હકીકત.

તિર્થાધિપતિ દેવાધિદેવ પ્રથમ તિર્થંકર શ્રી આદિશ્વર પ્રભુનું દહેરાસર તે આખા સિદ્ધાચળ તિર્થરાજનું 'નાક' છે. આ દહેરાસરનું નામ વિક્રમ સં. ૧૬૫૦ થી 'નંદી-વર્દ્ધન પ્રાસાદ' રાખી સંઘને જાહેર કર્યું છે. ખંભાત નિવાસી તેજપાળ સોનીએ કરેલા જિર્ણોદ્ધારના કાર્યની સફળતા મહાન્ ઉદ્ધારકની પેઠે માની અગણિત દ્રવ્ય ખરચ્યું. સોની મજકુરે જિર્ણોદ્ધાર મહોત્સવ માટે ખંભા-તથી શ્રી સિદ્ધાચળજીનો સંઘ, તપાગચ્છાધિપતી, મોગલ પાદશાહ પ્રતિબોધક શ્રી વિજયહીરસૂરિશ્વરજી ગુરૂવર્યના ઉપદેશથી લાવ્યા. ત્યારે તેના ભેગા ૭૨ ગામના સંઘ હતા. તેનો એકંદર ૧૨૫૦૦૦) સવાલાખ યાત્રિકો હતા. સંઘનો પડાવ લલિતાંગ સરોવરની પાળ-પાજ ઉપર તંબુ ડેરા પૂર્વક નાંખ્યો હતો. આશ્ચર્યની વાત એ છે કે સવાલાખ યાત્રુ એક રસોડે જમતું, ગુરૂ કૃપાનું એ ફળ કોઈ અપૂર્વ છે. આ વખતે પાલીતાણાનો દેખાવ રોનકદાર થઇ રહે તેમાં આશ્ચર્ય નથી. ઉપરોક્ત સઘળી હકીકત દાદાના દહેરાના બહાર જ્યાં બે બાજુ મોટા ઘંટ છે. તેની

બને બાજુ મોટા 'શિલાલેખ,' છે, તે એક વર્ત્તમાન ઉદ્ધારક કર્માશાહનો છે અને બીજો તેજપાળ સોનીના જીર્ણોદ્ધારનો છે તેમાં કોતરેલ છે

વળી દાદાના દહેરાના શિખર જેવુ રચનાત્મક શિખર પણ કોઈસ્થાને હાલસુધી જણાયુ નથી દહેરાનાં ચોકના તળથી (૫૨) બાવન હાથ ઉચાઈએ છે તેના ઉપર ૧૨૪૫ કુભ-કળશ મૂકયા છે ૨૧ સિંહ, ૪ યોગિણીઓની મૂર્તિ ચારેદિશે મુકી છે યથાસ્થાને સ્થાપિત કરેલા ૧૦ દિગ્પાળ છે, ૩૨ પૂતળીઓ છે ૪ મોટા ગોખ છે અને સુદર નકશીવાળા ૩૨ તોરણથી અલકૃત છે દહેરાને ફરતી ચો મેર દેવકુલિકા છે તે સર્વે જિનપ્રતિમાઓથી ભૂષિત છે વળી બધા મળીને ૭૪ સ્થભો લાગેલા છે દહેરાસર બે માળનુ દર્શનિક છે

તિર્થપતિ દાદાનુ દહેરાસર વિ સ ૧૦૮ મા કાઠિયાવાડના મહુવાબદર-મધુવતિ નિવાસી જાનડશાહે બધાવીને તેરમો ઉદ્ધાર કર્યો છે જેને આજે ત્યાસી અધિક આઢારસો (૧૮૮૩) વર્ષો થયા તેજ દહેરાસરમાં વર્ત્તમાન સોળમા ઉદ્ધારક ચિત્તોડ નિવાસી શેઠ કર્માશાહ તોલાશાહે સ ૧૫૮૭મા પ્રથમ તિર્થંકર શ્રી આદિશ્વર ભગવાન ઉર્ફે શ્રી ઋષભદેવ પ્રભુની મહાન પ્રતિમા ગુજરાતી વૈશાખ વદિ ૬ એટલે મારવાડી જેઠવદિ ૬ ના દિને

પ્રતિષ્ઠીત કરી આખા તિર્થરાજના પતિ મુળનાયક જાહેર કર્યા છે. તેને આજે ચાર અધિક ચારસો (૪૦૪) વર્ષ થઇ ગયા, અને જે તેમની વર્ષગાંઠ આખા ભરતખંડના ગામે-ગામના જૈન સંઘે યથાશક્તિ પાળવી-ઉજવવી જોઇએ. આ દિવસને જૈન તહેવાર ગણીને એટલે સાચાને સાચું માન આપીને આપણી સંઘની 'આણંદજી કલ્યાણજી' ની અમદાવાદની મુખ્ય પેઢી તરફથી સં. ૧૯૭૦ માં જાહેર ખબર પ્રગટ કરવામાં આવી છે. તે આ પ્રમાણે.

## જાહેરખબર.

તિર્થાધિરાજ શ્રી આદિશ્વર ભગવાનની વર્ષગાંઠનો દિવસ વૈશાખવદ ૬ નો છે. તે દિવસ જાહેર તહેવાર તરીકે પાળવાની જરૂર છે. માટે આ પેઢીના વહિવટ કરનારા પ્રતિનીધીઓની કમીટીએ ઠરાવ કર્યો છે કે વૈશાખવદ ૬ (મારવાડી જેઠવદ ૬) નો દિવસ આદિશ્વર ભગવાનની વર્ષગાંઠનો છે. માટે તે દિવસ જાહેરતહેવાર તરીકે પાળવા ગામે ગામના સંઘને ખબર આપવામાં આવે છે, જે મજકુર દિવસે જાહેર તહેવાર દરેક ગામના સંઘે પાળવો

શેઠ આણંદજી કલ્યાણજી
ની. ઓફીસ.
ઝવેરીવાડા—અમદાવાદ
સં. ૧૯૭૦ ના જેઠ શુદ ૫ શનિ.
તા. ૩૦–૫–૧૯૧૪

સહી.
મુળશંકર જેઠાભા
મેનેજર.

-નોટ—જો તમો-શ્રી સકળ સઘને તિર્થરાજ પ્રત્યે સાચુ માન અને સાચી લાગણી હોયતો પર્વરાજ સ વત્સરીના પેઠેજ વૈશાખવદિ ૬ જરૂર આખો દિવસ પાળીને પેઢીનુ અને તિર્થરાજનુ બહુમાન વધે તેમ પોતાના ગા મમા બંદોબસ્ત કરશો

## અંદરથી ભમતિનો પુરાવો.

દાદાના દહેરાને બધાયા હાલ 'ત્યાસી અધિક અ ઢારસો' વર્ષ થયા છે તો તેની મુળ સ્થિતિ નથી કેમકે પદરમા ઉદ્ધારક શેઠ સમરાશાહના સ્થાપિત મુળનાયક તિર્થપતિ દાદાનુ બિબ ગાદી ઉપરથી ઉઠયુ—ખસ્યુ નથી આ વખત સૂધી મુળરૂપે ગભંદ્વાર હતો એટલે અદરથી એક ભમતિ સ્થાપનની નિશાનીમા દાદાની જોડમા-પરવર તરફ બને બાજુ અકેક ઉદાસુવો ગોખ પ્રતિમા સહિત છે તેથી ગભારો વિશાળ અને ભમતિવાળો સિદ્ધ છે હવે મુળનાયક દાદા સમરાવાળુ ચમત્કારિ બિબ નહિ ઉઠયાનો ચોક્કસ પૂરાવો તો એ છે કે મુળનાયકના મસ્તકના બરાબર ભાગમાં મધાળે શિખર યા ઘુમટ આવે તો હાલના મુળનાયકના મસ્તકથી શિખર કાઇક છેટે છે એટલુજ નહિ પણ ઉપરના ચોમુખજી પણ તેટલેજ અતરે છે ને તે ચોમુખની સ્થાપના પદરમા ઉદ્ધારના પ્રભુજી ઉપર છે જે

માપથી જોઇએ તો વર્ત્તમાન મૂળનાયક દાદા ઉપર નથી તે સિદ્ધ છે તે આપણુનેજ આપણી નિર્મળપણાની બુદ્ધિથી બિનસંદેહે માલુમ પડે તેમ હજુ થોડુંક રચનાત્મક રહ્યું છે. તે પુરાતનની સાક્ષાત્ નિશાનિ છે. સદરહુ બાબતમાં વર્ત્તમાન ઉદ્ધારકને અધિષ્ટાયિકા ચક્રેશ્વરીદેવીએ ચમત્કારી પરછો બતાવ્યા બાદ પ્રથમના મુળનાયકના આડી શિલા-પાટ સળંગ જડી દીધી એટલે ગભારો ટુંકો થયો અને તેના ઉપર પબાસણ અને પરઘર હાલ બિરાજતા દાદા માટે સ્થપાયા. મસ્તકના મથાળ ઉપર અદ્યાપિપર્યંત માળ ઉપર કંઈ નિશાની જણાતી નહોતી. તેની ખબર જ્યારે ધ્યાન ખેંચનારી પેપરો અને વર્ણનાદિમાં પ્રગટ જોવાણી. અને વેણીચંદ સૂરચંદ જેવાએ માપ્યા પછી હાલના વર્ત્ત-માન આદિશ્વર ભગવાનની ભવ્ય પ્રતિમા જે તિર્થાધિરા-જના પતિ–રાજા છે. તેમના બરાબર મસ્તકના મધ્યભાગે મેડા–માળ ઉપર કમ્મરપુર કાષ્ટનો કુંડેડો સ્થાપ્યો છે. લગભગ પચીશ વર્ષને આશરેથી આ પણ એક જાતની મહાન્ આશાતના દુર થઇ. જોવા ઇચ્છનારે દાદાના દહે-રાના બીજે માળે ચડીને જોવું. કિમ્બહુના!!

દાદાના ચોકનું તળિયું—(જ્યાં રથયાત્રા કઢાય છે તે.) તેની પણ બાંધણી વિચિત્ર પ્રકારની આશ્ચર્ય ઉત્પન્ન કરનાર છે. ઉપરનું પ્રથમ હાલ આરસથી અલંકૃત

કર્યું સ ૧૯૪૩ તે આરસની નિચે તે પહેલો પત્થર અને ચૂનાનુ છે તેની નિચે આશરે બે અઢી ફુટ ઉડાઇ એ બાધેલ પત્થર અને ડુંગરી પત્થરા છે તેને ફોડતા કોઈ કોઈ ઠેકાણેથી પાણીનો ઝરો નીકળે છે, તે પાણી ઉલેચી નાખતા નિચેનો અને જોડેનો ભાગ ચૂનાથી બાંધેલો છે એમ દાદાના દહેરાના ચોકનુ તળિયું ત્રેવડુ ( ત્રણ થરૂ ) બાધવામા આવેલું માલુમ પડયુ આ ચોકમા લોખડના બાર સ્થભોથી છત્રી પહેલી ખભાત નિવાસી શેઠ પોપટભાઇ અમરચદે બધાવ્યા પછી થોડાક વર્ષે એક સ્થભનુ વચમાથી અકસ્માત રીતે ફાટવુ થતા અને તેમાથી એક ટુકડો ઉડીને મડપ છત્રીની બહાર પડ્યો ત્યાર પછી તે સ્થભોના ઠેકાણે બીજા સ્થભો વધારે ઉડાઈમા નાખવાને તળિયુ, સ્થભ નાખવાના ખાડાને ખોદ કામ કરતા ઉપર પ્રમાણેનુ બાધકામ જોવાયુ છે જેના જોનારા હાલ ઘણા માણસો જીવે છે તો બાધનારની બુદ્ધિ અગમ્યજ છે ત્યારબાદ આ નવા લોખડી મડપની રચના ચિત્તાકર્ષક શ્રી સઘને બાહ્યાભ્યતર શાતિ પમાડે છે

## રતનચોકના દહેરા

ચોકમા આવેલા જિનાલયો જૂના વખતના જોવા લાયકના છે ચોકની જગ્યા પણ ઘણા જૂના કાળથી રહો

પિત થયેલ છે કે તે જગ્યામાં ઘણીવાર દહેરાંઓ બંધાઇ ચુકયા છે. અને હવે પછી પણ બંધાશે. અને તેના વચ્ચે તિર્થંપતિ દાદાનો મહાન્ પ્રાસાદ શોભી રહેશે. એમ દરેક ચોવીશીમાં થયા કરે તેમ ગ્રંથોમાં સુવિહિત પ્રખરપંડિત જૈનાચાર્યો જ્ઞાનિ વચનાનુસારેજ ભાખીને લખી ગયા. તેવા ઉત્તરોત્તર થયેલા મહા ઉપકારી મુનિગણે પણ સ્વહસ્તે લખીને આપણા સંઘને ઉપકારી બનાવેલ છે.

## રાયણ.

**તિર્થાધિરાજ** અનાદિ પ્રાયઃ શાશ્વત્ છે. તેમ **રાજા-દનિ** ( રાયણ. ) પણ પ્રાયઃ શાશ્વત્ છે. અને કાળના વહેવા સાથે તે પણ વધે ઘટે છે. પરંતુ તે રાયણ વૃક્ષનો સર્વથા નાશ થતોજ નથી. તિર્થાધિરાજ ઉપર તિર્થંકરોના માંટે **સમવસરણ** ની રચના ફક્ત રાયણ નિચેજ હોવો કરે છે ને કરશે વળી પ્રતિમા છે. તેથી આ રાયણ વંદનિક પૂજ-નિક માટે છે. આશાતના નહિં કરવી.

દાદા તિર્થાધિપતિની **વૈશાખ વદ ૬ ની વર્ષગાઠનો** શુભ દિવસ હજુ આશરે પંદર સોળ વર્ષ ફક્ત ઉણે પાં-ચમા એટલે ચાલુ આરાના છેડા સૂધી જયજયકાર પણે વર્ત્તાશે અને કંઇ હાતિ નહિં નડેતો આ દાદાજી પણ તેટલાજ વર્ષો આપણને-ભવ્યાત્મજનોને દર્શન આપશે.

એટલે દાદાજીની પ્રતિમા, તથા વર્ષગાંઠનો શુભ દિવસ, આજથી (સં. ૨૪૬૧ થી) અઢારહજાર પાંચસો ને, વીશ એટલો કાળ, મહિમા પૂર્વક આ તિર્થાધિરાજ સિદ્ધાચળ ઉપર તપશે. (જ્ઞાનીવચનાત્-રાસાદિશાક્ષી) ॥ ૬

(કેટલાકો આ દહેરૂં સં. ૧૨૧૩ મા ચોદમોદ્ધારક બાહડમંત્રીનું બંધાવેલ જણાવે છે તો ઉપસ્થિત કારણુ કાષ્ટચૈત્ય બતાવીને ઉદ્દરે દિવાની દિવેટ લઈ જતો જણાવ્યાનું છે અને જે બનાવથી બાહડ મંત્રીએ આ પાષાણુ ચૈત્ય બાંધ્યું પરંતુ આ બાહડ પહેલાં અને પછી થયેલા સત્યશોધક જૈન વિદ્વાન મુનિવરોએ ચરિત્ર અને રાસાદિ સ્વકૃતિમા દાદાના આ દહેરાંને જાવડશાહ-ભાવડશાહ કાશ્મીર દેશવાળાએ બંધાવ્યું જણાવ્યું છે કારણ દહેરાંની ઉંચાઈ બાંવન હાથની સંભવતી નથી અને જાવડશાહ અને તેના પત્નિ જયસિરી ધ્વજાદંડ ચડાવતા શુભ ભાવ માંમા તલ્લિન થતાં વાયુ ચોગે ઉંચા શ્રૃંગ પરથી પડી જઈ તત્કાળ મરણુ પામી ચોથા દેવલોક ગયા (વજ્રસ્વામી વચેન) તો સિદ્ધ થાય છે કે વર્તમાન દહેરાસર ખુદ જાવડશાહનું બંધાવેલ છે અને બાહડમંત્રીએ જોઈતું રિપેર-સમાર કામ દહેરાંનું કરાવીને ઉદ્ધાર કર્યો છે એ નિઃસંદેહ સમજાય તેમ બાંધણીથી સ્પષ્ટતા થાય છે.

કેટલાકો કહે છે કે તેજપાળ સોનીના જિર્ણોદ્ધારમાં તિર્થપતિ દાદાની પુનઃ પ્રતિષ્ટા હીરસૂરિજી મહારાજે કરી છે. તો તે પણ તેમ નથી. પણ દાદાને ઉત્થાપન કર્યા વિના અડખા પડખાનું રિપેર કામ બહુ ઉપયોગથી દશ મહિનામાંજ પૂર્ણ ( કેટલાક નવા કામ પૂર્વક ) કરેલ છે. અને પ્રતિષ્ટાનું સૂચવન એટલા પૂરતું છે કે મહાન ઉદ્ધારના જેવા આ જિર્ણોદ્ધાર ( નાનો ઉદ્ધાર. ) થયો છે. તેનું અવિધિ આશાતના થયેલીને દૂર કરવા પૂરતી સમજવી. ( પંજાબી વિ. કમળસૂરી વચનાત. ) જેની શાક્ષીમાં વર્ષગાંઠ ( વૈ૦ વદિ ૬ ) બદલાય તે બદલાણી જોવાણી નહિં.

## તિર્થપતિ દાદા ઉપર વિજળી પડયાનો ચમત્કાર.

સં. ૧૮ ના સૈકામાં સિધ્ધાચળ ઉપર ખુદ આદિશ્વર ભગવાનનાજ દહેરામાં પડી. અને સર્વ શરીરથી દૂર રહીને ફક્ત નાશિકાના ટેરવાને ખંડિત કર્યું. આ વિજળીએ શિખરના ઘુમટને ફાડી માળ ઉપરના ચોમુખના ખુણાના ભાગને ચીરો પાડીને નિચે ગભારામાં ઉતરી. ને નાકને ખંડિત કરીને નીચેના નમણુકુંડીના ખાળિયાદ્વારા બહાર નીકળી. જ્યાં જ્યાં બાઈસાહેબ ( વિજળી ) ફર્યા, તે તે જગ્યાએ ફાટ, ચીરો અને કાળાશનો ભાગ પડી ગયો હતો. જેનો દેખાવ ઘણા વર્ષ રાખ્યો હતો.

## સંઘની માન્યતા, ખંડિતપ્રતિમા પૂજાય નહિ.

તેથી તિર્થરક્ષકોએ પાલીતાણાના મહાજન સાથે મળી તેમની જગ્યાએ તેના જેવુ બિંબ પધરાવવુ. માટે તેને ઉત્થાપન કરવા પણ પ્રથમ શોધ બિંબની કરતા સૂરતથી તારાચંદ સંઘવીએ તમામ આપવાને જણાવ્યુ. તેથી મૂળનાયક નવા આદિશ્વર, પગલા, મોટા નાના કાઉસ્સગિયા, ચક્રેશ્વરી, યક્ષ અને શાંતિનાથ આ રીતે પરિવાર પાલીતાણામા આવ્યો એટલે મૂળનાયક દાદાને ઉત્થાપન કરવા શરૂ કર્યુ.

## ચમત્કાર પછી છેલ્લે 'મા' કારો.

પ્રભુના ગોઠણ–ઢીચણ તરફથી ખોદીને હાથને ઢીચણ નિચે ભરાવતાજ ફટિકનો ચોપડે ચોપડાવાળો જામેલો અને દોડતો થર નીકળ્યો આથી બીજા ઢીચણ તરફના ખભા તરફ ખોદીને હાથ ભરાવતા મંકોડાનો ઉડતો સમુહ નીકળ્યાથી મિલાવટ મીસ્રી મજૂર ગર્ભદ્વારમાથી મંડપમા આવ્યા આજે કામ બંધ રાખીને બીજે દિવસે યુક્તિપૂર્વક ઉઠાડવાનો આરંભ થયો એટલે થોડીવારે 'મા' કારો થયો પણ કામ શરૂ રાખ્યાથી મોટા અવાજે ભિષ્મ 'મા' કારો થતાજ જેમતેમ સર્વે માણસો બહાર નીકળી ગયા આથી ગોઠિયા લોકો વિચારમા પડ્યા !

## રાત્રિના સ્વપ્ન.

શેઠને તથા સેવકને અધિષ્ઠાયિકાએ સ્વપ્નદ્વારે કહ્યું કે–તમો કોઇ મેહેનત કરશો નહિં. ઉદ્ધારનું બિંબ ઉદ્ધારકથી ઉઠી શકે. અને આ બિંબનું પૂજન હોઈ શકે. માટે તમો નાશિકાના ટેરવાને સોના કે રૂપાથી અલંકૃત કરી તે ભાગને નાશિકા જેવું થવા મોતીનો ઓપ કરો.

વિસ્મય પામેલ સંઘ હર્ષિત થયો. અને પ્રભુ પાસે પ્રાર્થના કરી સ્નાત્ર ભણાવ્યું. છેવટે નાશિકાનું ટેરવું ઉપર કહ્યા પ્રમાણે થયું. છેલ્લે આ બાબત કેટલાકોએ એવું જાહિર કર્યું કે–નમણુ કરતાં નાકને કળશો જોરથી અથડાતાં નાશિકા ખંડિત થઇ; પરંતુ તે જૂઠી વાત. અને વિજળીની સાચી વાત દૃશ્યો સહિતની છે.

## સૂરતથી આવેલ આદિશ્વર ભગવાનનું મહાન બિંબ અને પરિવાર.

"શેત્રુંજા માટે નવા આદિશ્વર ભગવાન આવ્યા." એમ આખા ગામમાં અને નજિક તથા દૂરના ગામોમાં શબ્દ વ્યાપી ગયો. હવે આ મોટા પરિવાર વાળા બાપજી–દાદાને ક્યાં પધરાવવા તેની ચિન્તા થઇ. છેવટે હાલ જ્યાં બિરાજે છે, તે મંત્રી ભાઇઓના દહેરાંમાંહેની પ્રતિમાં બીજે સ્થાપી. અને પબાસણુ નીચું ઉતારીને મૂળનાયકને સ્થાપિત કર્યા.

અને પરિવાર સઘળો ત્યાંજ સ્થાપન કર્યો ફક્ત તેની ચક્રેશ્વરી દેવીને હાલની ચક્રેશ્વરી માતાનુ દેવાલય છે, તેની જોડ-આવેર ડહેરીમા પધરાવ્યા છે. કહો વિદ્યુતબાઇ દેવી રીતે આવ્યા અને દેવી રીતે નીકળ્યા અને દાદાને નમીને ચાલ્યા ગયા તે અરસાના ભોળા અને ભદ્રિક શુદ્ધ દિલના શુભેચ્છક જીવોની સખ્યા સારી હતી, તેથી અધિષ્ઠાયિકોની જાગતિ જ્યોત રહેતી, તેથી સઘ રખવાળા અધિષ્ઠાયિકા દેવોએ શાંતિદાયક પૂર્ણ ચમત્કાર સઘને બતાવ્યો

## આદિશ્વર ભગવાનની નવી પ્રતિમા તિર્થપતિ માટે સપરિવારે શેત્રુજા ઉપર પધરાવ્યા.

તારાચદ સઘવીના સઘે ધામધૂમથી પાલીતાણામાં પ્રવેશ કર્યા બાદ સઘળી પ્રતિમા શુભદિવસે શેત્રુજા ઉપર લાવ્યા ત્યારે મૂળ મૂળનાયક ને ઉત્થાપન કરવાનુ ચાલુ થવાને કામ હાથ ધર્યું ન હતુ તેથી આ મોટા પરિવાર વાળા નવા પ્રતિમાજીને મત્રીશ્વર વસ્તુપાળ તેજપાળના દહેરામો (નાની નાની પ્રતિમા હતી, તેને બીજે સ્થાને પધરાવીને) બબાસણ ઉતરાવીને તેના ઉપર નવા આવેલ દાદાને પધરાવ્યા અને પોતાના પડખાના અને પરઘરના કાઉસ્સગિયા પ્રતિમા ગભારામાના કરતા મોટા હોવાથી બહાર બારણા પાસે સ્થાપ્યા અને રગમડપમા એક એ-

ટલા–પીઠિકા ઉપર **શાંતિનાથ** સ્થાપ્યા. અને તેના સામે ઓ-ટલા–પીઠિકા ઉપર **ચરણ** સ્થાપ્યા. અને અધિષ્ટાયિકા ચક્રે-શ્વરીદેવીને હાલના ચક્રેશ્વરીના દહેરાંની લેનમાંજ છ–સાત ડગલે છેટી દેવકુલિકામાં સ્થાપન કરી. જે વર્ત્તમાનમાં પણ સઘળું તેમનું તેમ છે.

હવે દાદાજી નહિં ઉઠવાનું જાહેર થયું. એટલે આ નવા મોટા કદના પ્રતિમાઓને સ્થાપન કાયમ કરવાને કોઇ તેવું મોટું દહેરાસર નહોતું. તેથી પબાસણાદિ જગ્યા સુધારીને ત્યાંને ત્યાંજ ( હાલ છે તેજ દહેરામાં. ) સ્થાપન પ્રતિષ્ટીત કરવામાં આવ્યા. અને ત્યારથી નવા આદિશ્વર ના નામશી સંઘ બોલીને ઓળખવા લાગ્યા. જે હાલ તેમજ તે આદિશ્વર બિંબ અને દહેરૂં ઓળખાય છે.

## સં. ૧૯૭૮ માં વિદ્યુત્પાત ખાસ દાદાનાજ દરબારમાં.

ઘણે વર્ષે વળી **વીજળી** તિર્થપતિ દાદાના દહેરાંમાં પડી. અને પૂર્વની પેઠેજ ગભારામાં પડી. અને ભિંતોને ચીરા ફાટ પાડીને થોડું ફરનિચર ફોડી પૂર્વની પેઠે નીકળી જવાને ખાળિયામાં પેઠી. આ વેળાએ નમણ કુંડીનું ભુંગળુ ત્રાંબાનું બનાવીને ગૌમુખીના અંદર ઉતાર્યું હતું. એથી પવિત્ર નમણ કુડીમાં વીજળી બાઇ પડીને ફાવી શકયા

નહિ પણ ત્રાબાના નાળવામા ફસાઇ જઇને તેમાજ મળી ગઇ ફક્ત ૧૫૦ રૂપિયા આશરે નુકશાન થયુ હતુ આ વેળા દાદાથી દૂર રહી હતી

## થોડાજ વખતમાં સિદ્ધાચળજીને ભેટો.

## ત્રીજીવાર વીજળી પડી સ. ૧૯૮૫

આ વખતે અદભૂતજીના દહેરા આગળ વીજળી પડી સહેજસાજ નજિવુ નુકશાન થયુ હતુ ભિતે તથા નીચે કાળાશ પડી ગઇ હતી,

## ભરતચક્રિના ભરાવેલ જિનબિબના દર્શનનું ફળ.

ભરતરાજાના પ્રથમોદ્ધારના સ્થાપિત મણિમય જિન બિબોને, સગર ચક્રિ–સપ્તમ ઉદ્ધારકે અજીતનાથ પ્રભુના ઉપદેશથી ઉત્થાપન કરીને રાજાદનિ વૃક્ષ પાસેની સુવર્ણ ગુફામા ભંડારવામા આવ્યા છે તે પ્રભુ પ્રતિમાના જો કોઇને કોઇપણ રીતે દર્શન થાય તો તે જીવ, જરૂર ત્રીજે ભવે મોક્ષ પદને પામે આ પ્રતિમાના દર્શનનુ ફળ મોક્ષને તદ્દન નિકટ કરે છે તો તેવા જીવોને કદાચિત લાભ સભવે

**પ્રકાશ પહેલો સમાપ્ત**



# પ્રકાશ બીજો.

## કિરણ ૧૩ મું.

### આખા જૈન ભારતમાં સાક્ષાત્ દષ્ટીએ પડતી પ્રાચિન ચીજો.

#### સંજ્ઞાએ સૂર્ય ને ચંદ્ર વંશી રાજા.

પ્રથમ તિર્થંકર શ્રી ઋષભદેવજીના મુખ્ય પુત્ર ભરત.તેના પુત્ર સૂર્યયશા થયા. ને બીજા પુત્ર બાહુબળજી. તેના પુત્ર ચંદ્રયશા થયા. આજકાલ સૂર્યવશી રાજાઓ છે. તેનું મૂળ સૂર્યજશા મહારાજા છે, ને મારવાડમાં જયપુર, બિકાનેર વિગેરેના જાણવા. ને ચંદ્રવંશીની સંજ્ઞાથી ઓળખાતા ભાવનગર, પાલીતાણાના રાજા-

ઓનુ મૂળ ચંદ્રજશા મહારાજા છે. આ બંને શ્રી ઋષભ- દેવજીના પૌત્રો છે. જેથી અત્યારે તેમનાથી ઓળખાતી સજ્ઞાએ કોડાકોડી વર્ષો થયા છતા સંજ્ઞા સજીવન છે. તેમ સાક્ષાત દૃષ્ટીગોચર છે. શત્રુંજયમહાત્મ્ય અને ત્રેસઠ શલાકા પુરૂષચરિત્રે ઋષભદેવજીના અધિકારમા છે

## રામચંદ્ર અને રાવણ જૈનરાજાઓ હતા.

દશરથપુત્ર રામચંદ્રજીએ જૈનદિક્ષા લઇને પોતાના લઘુ બંધવ ભરત વિગેરે ત્રણ ક્રોડ મુનિઓ સાથે કેવળજ્ઞાન પામીને ભવ્યોને પ્રતિબોધ આપતા પ્રાંતે કર્મ ખપાવી જૈન તિર્થાધિરાજ શેત્રુંજય ઉપર મોક્ષે ગયા જેની નિશાનિમા શેત્રુંજે ચડતા હનુમાનદ્વાર નિચે બાવળકુંડ યા ભુખણકુંડની પાસે આપણા જમણા હાથ તરફ એક દહેરીમા પાંચ કાઉસ્સગીઆ મૂર્તિ પૈકિ પહેલી બીજી બને ભાઇઓની છે. તે રામ કેવળી, વીશમા તિર્થંકર શ્રી મુનિ સુવ્રતના શાશનમા થયા છે રામચંદ્રજી જૈનધર્મી હતા શેત્રુંજા મહાત્મ્ય તથા જૈન રામાયણ ગ્રંથોમા અધિકાર છે,

રાવણ ખુદ લંકાધિપતિ પ્રતિવિષ્ણુ રાજા પણ જૈન હતો અષ્ટાપદપર્વંતપર સિંહનિષેધ્યા ચૈત્યમા રહેલ શ્રી ઋષભદેવજીની ખુદ ભરતચક્રિએ ભરાવેલ પ્રતિમા પાસે પોતાની સ્ત્રી મંદોદરી સહિત નૃત્ય કરી એકતાનથી વિણા વગાડતા રાવણે

તીર્થંકરગોત્ર બાંધ્યું. અને આવતી ચોવીશીમાં અન્ય ક્ષેત્રે તીર્થંકર થઇ મોક્ષ પામશે, જૈન રામાયણમાં અને ત્રીષષ્ઠી શલાકા પુરૂષ ચરિત્રમાં આ અધિકાર છે. જેને હાલ લાખો વર્ષ થઇ ગયા છે. જેની નિશાનિમાં દશમુખ રાવણની મૂર્ત્તિ વિણા વજાવતી અને મંદોદરી નાચ કરતી શ્રી શત્રુંજય ઉપરના અષ્ટાપદજીના ચૈત્યમાં છે.

હિંસામય યજ્ઞ કરનારાં લોકોને વિઘ્ન નાંખવાથી તે લોકો રાવણને 'રાક્ષસ' તરિકે ઓળખતા હતા. લંકા નગરીમાં રાવણે જૈનધર્મનો ફેલાવો કર્યો છે. અને જીનેશ્વરદેવની સેવા-પુજા વિના અન્ન-પાણી લેતો નહિ એવો દ્રઢધર્મી જૈન રાજા હતો.

## અંતરિક્ષ પાર્શ્વનાથની પ્રતિમા.

ખુદ રાવણે પૂજેલી છે. રાવણ એકદા પોતાના વિમાનમાં બેસીને દ્રવિડદેશ તરફ આવતા પોતાના પ્રાઇવેટરક્ષકો માલી અને સુમાલી વિદ્યાધરો અનેરાં કામને લીધે આ વેળા જિન પ્રતિમા લેવાનું વિસરી ગયા. તે ભોજન જમવાના ટાઇમ પહેલાં યાદ આવ્યું કે હવે શું કરવું ! સ્વામિ જિનપુજા કર્યા વિના ભોજન લેશે નહિ. તેથી બંને વિદ્યાધરોએ ત્યાં વેળુ છાણની ઉમદી પ્રતિમા શ્રી પાર્શ્વનાથની બનાવી. જે રાવણે કોઇ અસલી મનોહર બિંબ દેખી રોમાંચ ખડા

થતા સૂધી વિધિપૂર્વક વદી, પૂજી ને સ્તવી જ્યારે વિમાન ઉપાડવાની તૈયારી કરી, ત્યારે આ બનાવેલ બિંબ વિદ્યાધરે પાસેના તળાવમા પધરાવી દીધા નજીકમા પિંગલપુર ગામ હતુ

સદરહુ પ્રતિમા, પિંગલપુરના રાજા અને રાણીએ કોઢ રોગ ઉપશમ્યાના કારણે તે રાજા રાણીએ અધિષ્ટાયિક દેવના આપેલ સ્વપ્ન પ્રમાણે તળાવમાથી કાચા સુતર તતુવડે બહાર કાઢી પિંગલપુર લઇ જવા ગાડામાં મુકી, લઇ જતા પાછુવાળી ને જોવાની મનાઇ છતા જોયુ, એટલે એક પનીહારી નીકળી જાય તેટલે ઉચે જમીનથી અધર રહ્યા જે કાળના વહેવા સાથે નિચે નિચે ઉતરતી ગઇ જે હાલ અગલૂછણુ નીકળે છે તે વિદ્યમાન પ્રતિમાને લાખો વર્ષ થયા છે અતરીક પાર્શ્વનાથકલ્પે અધિકાર છે

## પ્રાચિન પ્રતિમાઓની ઓળખાણ.

આ ફાનીદુનીયા ઉપર જૈનોની જાગવણી અન્ય જૈનેતરો કરતા વિશેષ આવકારદાયક છે વિદ્યમાનકાળે પણ ઘણી પ્રતિમાઓ લાખોવર્ષની જયવત ઘણા સ્થાને છે તેમાથી થોડીક જિનપ્રતિમાનો નોધ આ નીચે વાચો

## શ્રી કેશરિયાજીની પ્રતિમા.

મુનીસુવ્રત વીશમાતિર્થંકરના શાશનમા થયેલા શ્રી

નવપદ મહિમાના વધારનારા શ્રી શ્રીપાળમહારાજાએ જે પ્રતિમાનું ઉજ્જનમાં પૂજન કરેલું તે શ્રીઋષભદેવની ચમત્કારિ પ્રતિમા હમણા મેવાડમાં આવેલા શ્રી ધૂળેવાનાથજી યાને શ્રી કેશરીયાનાથજીના નામે જગજાહેર છે.

## મુનિસુવ્રતસ્વામીની પ્રતિમા.

અરબીસમુદ્ર તરફના બેટો તરફ કોંકણ દેશના મુખ્ય શહેર **અગાશી** ( વસઇ પાસે ) માં હાલ જે **મુનિસુવ્રત પ્રભુની પ્રતિમા** છે, તે મુનિસુવ્રત તિર્થંકરના તિર્થના સમયની છે. કોંકણદેશના પ્રથમના રાજા જૈની હતા. તે અરસામાં હજારો જૈન સાધુ વિચર્યા છે. અને ત્યાં આવેલા પર્વતોની ગુફામાં જૈન મુનિઓ વસતા હતા. એમ **નિશીથ સૂત્રની** ચૂંણિમાં કેટલાક તે મુનિવરોનું વિવેચન કરેલું છે. વસઈ અગાશીનું રેલ્વે સ્ટેશન **વીરાર** છે. ત્યાંથી મુંબઈની ફી ફકત આઠઆના છે.

## અષાઢીશ્રાવકની ભરાવેલાપ્રતિમા.

ગોડ—બંગાળાદેશનો શ્રાવક અષાઢી એકવીશમાં તિર્થંકર મોક્ષે ગયા પછી ૨૨૨૨ બાવીશસો બાવીશ વર્ષે ઉપરોક્ત શ્રાવક થયો. જેને હાલ ૫૮૬૬૯૮૨ વર્ષો થયા છે. તેમણે ત્રણ પ્રતિમા ભરાવેલી પૈકિની એક ચારૂપ ગામના ( પાટણ પાસે ) દહેરાંના મૂળનાયક છે. બીજી પાટણમાં

છે અને ત્રીજી ખભાતમાં સ્થભન પાર્શ્વનાથની છે આ પાર્શ્વનાથને તે પહેલા મહાપ્રતાપવાળી પાર્શ્વનાથની પ્રતિમાથી ઓળખતા, અને આ પ્રતિમાના નામે પાલીતાણા (પાદલિપ્તપુર ) ના વસાવનાર નાગાર્જૂન યોગી શ્રાવકે પારાના સ્થભનની વિદ્યા સિદ્ધ કરી હતી તેને પણ બે હજાર ઉપર વર્ષો થઈ ગયાં છે શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી વિજયાનદસૂરીશ્વરજી ઉર્ફે આત્મારામજી મહારાજે પોતાના બનાવેલ તત્વાર્થનિર્ણયગ્રથમા શ્રી પ્રભાવક ચરિત્ર અને પ્રવચનપરિક્ષા ગ્રથન, આધારે શાર્થનતાની સ્પષ્ટતા કરીને પ્રકાશ કરેલ છે

પ્રથમના વખતમા તિર્થંકરોના સવત્સર પ્રતિમા ઉપર લખવામા આવતા હતા તે આ પ્રતિમાથી સિદ્ધ છે

## મથુરા નગરીમા વીરપ્રભુ

ની પ્રતિમા ઉપરના લેખમા સવત ૯ નો શિલાલેખ કોતરેલ છે ને બીજી ઉપર સવત ૨૦ છે તે સ્રે કનિષ્ટરાજાના છે તે ત્યાથી જોઇ લેવો

## અજારા પાર્શ્વનાથની પ્રતિમા

પણ નેમિનાથ પ્રભુના સમયની છે સમુદ્રમાથી હસ્તગત થયેલાં છે જેને પણ પાચલાખ અધિક વર્ષો થયા

આ ચમત્કારી પ્રતિમા કાઠીયાવાડના ઉના-દીવબંદર પાસે ચાર ગાઉપર છે.

## સંખેશ્વરા પાર્શ્વનાથની.

પ્રતિમા ઘણી પ્રાચિન છે. બાવીશમા પ્રભુ શ્રી નેમિનાથના વારે કૃષ્ણ વાસુદેવ અને જરાસંધના મહાયુદ્ધ વખતે બળદેવ બળભદ્રે ધરણુઇંદ્ર પાસેથી પાતાળમાંથી નેમિપ્રભુ વચને મેળવેલી. તે સંખેશ્વર ગ્રામે બિરાજવાન છે.

**ચાણુસમા** ગામે ભટેવા પાર્શ્વનાથ, ખેડામાં ભીડભંજન પાર્શ્વનાથ, અને ગોઘામાં નવખંડા પાર્શ્વનાથ વિગેરે ઘણા ગામોમાં હજારો વર્ષના નોંધવાળા ઘણા જીનબિંબો હસ્તી ધરાવે છે.

મહુવા બંદરમાં મહાવીરજીની અને ઘાણેરામાં સુછાલા મહાવીરની પ્રતિમા જીવીતસ્વામીથી ઓળખાય છે. ભૂત, ભવિષ્ય ને વર્ત્તમાન કાળની ચોવીશીના તિર્થંકરોના જિનબિંબો જૈનો અગાઉથી પણ જ્ઞાનિ વચને ભરાવે છે. તેથી દીર્ઘકાળના પ્રતિમા પૃથ્વી ઉપર હોવાનું, દેવ અધિષ્ટાયિ બળે મોજુદપણું છે. એમાં આશ્ચર્ય નથી.

## નેપાળમાં પુલિંગ પાર્શ્વનાથ

નું દહેરાસર પ્રતિમા સહીત શ્રી ભદ્રબાહુ સ્વામીના વખતમાં

હતુ તેઓ તે તરફ વિચર્યા ત્યારે તે સ્ફુલિંગ પાર્શ્વનાથ સ્વામિ મંત્ર સાધીને ફુલિંગમંત્રવડે ઉવસ્સગ્ગહર સ્તોત્ર બનાવ્યું જેના વશથી પઢનાર પાસે દેવ હાજર થતા હતા તે ગાથા, હાલમા કાઢી નાખી છે

## હિમાલય પર્વતમા જિનાલયો.

શ્રી છાયા પાર્શ્વનાથ અને મંત્રાધિરાજ પાર્શ્વનાથના દહેરાસરો હિમાલયલ પર્વતની તળેટી યા આસપાસમા આવેલા છે એમ વિવિધ તિર્થકલ્પ ગ્રંથમા છે તેમા બૃહતકલ્પસુત્રથી ઉપરનો જિનાલયોની સ્પષ્ટ સભાવના લખી છે તો પૂર્વકાળમાં તે તરફ જૈન ધર્મનો પ્રચાર સારો માલુમ પડે છે આ તરફ ભદ્રબાહુ મહા પ્રાણાયમવિધા સિદ્ધ કરવાને વિચર્યા છે

## અષ્ટાપદ તિર્થની સભાવનાનો પ્રઘોષ.

શ્રી ભરતચક્રવર્ત્તિનુ બધાવેલ સિંહનિષેધ્યા નામનું ચોવીશી જિનેશ્વરોની માનોપેત મણીમય પ્રતિમાવાળું એકેક જોજનના એકેક એવા આઠ પગથીયાવાળુ દહેરાસર યા તીર્થ શ્રીમાન્ આદેશ્વર ભગવાન માટે દેવેદ્રોએ વિનિતા નગરી વસાવી, કે જે હાલમા પંજાબમા આમડા રૂપે છે ત્યાથી પૂર્વદિશામા બારજોજન દુર અષ્ટાપદ છે એવો

અઘોષ શ્રી સેનપ્રશ્નમાં અકબર બાદશાહ પ્રતિબોધક શ્રી હીરવિજયસૂરિજીએ જણાવ્યો છે.

## મૂહરી પાર્શ્વનાથની પ્રતિમા.

તારંગા તીર્થ નજીક ટીંટોઈ પાસે મોરી મુહરી ગામમાં મોરિયા પાર્શ્વનાથની પ્રતિમા પણ પ્રાચિન છે. જગચિંતામણી ચૈત્યવંદનના કર્ત્તા ખાસ ગૌતમસ્વામિ છે. તેમણે મુહરીપાસદુહદુરિઅખંડણ. પદ રચ્યું છે. તો તે પહેલાંની આ પ્રતિમાની સિદ્ધતા છે.

## બંગાળ અને દક્ષિણમાં જૈનદહેરાં

નું પ્રાચિનપણું હજુ પણ દ્દષ્ટીગોચર છે. શિખરજી ને તેની તરફની નગરિયોમાં પ્રતિમા અને ચરણમંદિરો ઘણા જૂના કાળના છે, તે કલ્યાણક ( પ્રભુનાં ) થી જણાઇ આવે છે. તેમજ પૂર્વે જાહેજલાલી ભોગવતી જૈન નગરીઓનો નાશ થતા તેની નિશાનિમાં ખંડિયેરો અને ચરણમંદિરો વિધમાન જોઇ શકાય છે. જેને હજારો અને લાખો વર્ષ હાલ થયા છે.

## પૂર્વે ઘણા દેશોમાં જૈનધર્મની જાહોજલાલી બાબત.

મૂળ જૈનધર્મ અનાદિકાળનો ચડતી-પડતી ઉપર જય-

વર્તી રહ્યો છે, અને સર્વ પ્રલયકાળ સમયમાં છેલ્લો સમયે જૈનધર્મ વિચ્છેદ થાય છે, અને પ્રગટપણાના કાળમાં પણ પ્રથમજ દેખાવ જૈનધર્મનોજ છે

શ્રી ઋષભદેવ સ્વામીના સમયમા ભરતખંડ, અફ્ઘાનિસ્તાન, તુર્કસ્તાન, ચીન, અને મહાચીન દેશોમા જૈનધર્મનો પ્રચાર મોટો હતો. તેમના પુત્ર, બાહુબળજી ની રાજધાની તિક્ષશિલાનગરી ઉર્ફે હાલનુ ગિજની શહેર હતુ અને તેમના સવાલાખ પુત્ર-પૌત્રાદિના રાજ્યની સીમા મોટે ભાગે અરબસ્તાન, તુર્કસ્તાન, વિગેરે તરફ હતી એટલે તે વેળાએ એશીયાખંડ સુધી આર્યદેશ ગણાયો છે અને ધર્મોનો ફેલાવો આર્ય દેશમાં પ્રથમજ છે

પ્રથમ તિર્થંકરથી આઠીને નવમાં શ્રી પુષ્પદંત ઉર્ફે સુવિધિનાથ સૂધી એક સરખો ધર્મ જૈનધર્મજ હતો ત્યા સૂધીના સમયમા બારવ્રતધારી શ્રાવકો બ્રાહ્મણ-મ્માહણ-મહાન શબ્દે પૂજાતા, અને ઓળખાતા હતા પછી તે બ્રાહ્મણો-બ્રામણો એ શબ્દને ઓળખમા મૂકીને આજિવિકા તથા બીજા સ્વમાનનિય હેતુ માટે પ્રાચિન વેદોને ફેરવીને હિંસા પ્રરૂપિત કર્યો બાદ શીતલજિનથી તે મુનિસુવ્રતજિન સૂધી જૈનધર્મના રાજાએ સઘળા જૈનધર્મી હોઈ જૈનદિક્ષા ગ્રહણ કરી સિદ્ધિપદ વર્યા છે ખુદ ધનેશ્વર સૂરિજીકૃત શેત્રુંજય-મહાત્મ્ય, અને જૈન રામાયણાદિ

ગ્રંથોની સાક્ષી છે કે રામચંદ્ર, રાવણ, હનુમાન, સુગ્રિવ, વાલી, જનક આદિ તથા શ્રી કૃષ્ણ, પાંડવો, અને ઉગ્રસેનાદિ સર્વે જૈનધર્મી રાજા હતા. આજથી આઠસો વર્ષ લગભગ ઉપર થયેલા શ્રીમાન્ કળીકાળસર્વજ્ઞકૃત ત્રિષષ્ટી શલાકા પુરૂષ ચરિત્રના કર્ત્તા હેમચંદ્રાચાર્ય મહારાજ છે. જેમણે સાડાત્રણક્રોડ શ્લોક પ્રમાણ ગ્રંથ રચીને જૈનો પર પૂર્ણ ઉપકાર કર્યો છે. તે વાંચતા અને જોતાં ધર્મની પ્રાચિનતા માટે શંશય નથી.

## જૈનધર્મ માટે ઈતરધર્મની સાક્ષી.

'પાણિનિ' નામના વેદાંતિ આચાર્ય ઇ. સ. પૂર્વે બે હજાર ને ચારસો વર્ષ ઉપર થયા. તેમણે પોતાના નામે બનાવેલ વ્યાકરણમાં લખ્યું છે કે—શાકટાયન જૈનાચાર્યે શાકટાયન વ્યાકરણ બનાવ્યું છે. તેથી તેઓ પાણિનિ ઋષિ કરતાં પ્રાચિન છે. એટલે સાડાચાર હજાર વર્ષ કરતાં અધિક સમયે શાકટાયન જૈનાચાર્ય થયા. શાકટાયન, અમર, જિનેંદ્ર, સિદ્ધહેમ, બુદ્ધિસાગર, ચંદ્રપ્રભા વિગેરે વ્યાકરણના કર્ત્તા ખાસ જૈનાચાર્યો છે. તેથી ધર્મનું પ્રાચિનપણું છે.

## વિશેષ પ્રાચિન સાક્ષી.

મહાભારતાદિ ગ્રંથોમાં શ્રી ઋષભદેવજી ને સ્વધર્મના આઠમા અવતાર તરિકે માને છે. જે ઋષભજીએ યોગ માર્ગ

પ્રવર્ત્તાવવા જૈનધર્મ સ્થાપી જૈનો બનાવ્યા એમ જણાવ્યુ છે જેને લાખો વર્ષ થઇ ગયા છે અને તે વેળા શેત્રુજય (૫૦) જોજનનો હતો, એમ લખ્યુ છે

## શ્રીઋગવેદાદિની તથા પુરાણની શાક્ષી.

ઋગવેદમા ચોવીશ તીર્થંકરને નમસ્કાર શરણનો શ્લોક છે યજુર્વેદમા નમીઅર્હન્તોઋષભ નો પાઠ છે વળી નાગપુરાણમા કહ્યુ છે કે દશ બ્રાહ્મણને જમાડવાથી જે ફળ મળે, તેટલુ ફળ અર્હન્ત ધર્મના એક સાધુને જમવાનુ આપ્યાથી ફળ મળે છે બ્રહ્મપુરાણ વિગેરેમા જૈન ધર્મને નમસ્કાર કરેલો છે એથી સીદ્ધ થયુ કે પુરાણોના અગાઉ જૈન ધર્મ સારી રીતે પ્રસરેલો હતો

## તાર્ક્ષવંશી રાજા અને વંશ

શ્રી પાર્શ્વનાથના સમયમા ઉત્પન્ન થયો પાર્શ્વપ્રભુનુ ચિન્હ લછન સર્પ છે અને સર્પને તક્ષ કહે છે એક વખત કેટલાક લોકો અમેરિકામા વહાણ લઇને ગયા ત્યા એક મોટા પર્વતમા તેઓ ઉતર્યા બાદ પોતાને દુરના પ્રદેશમા ઓળખાવા માટે તે પર્વતમા એક મોટો સર્પ અને પદ્માવતિની મૃત્તિ કોતરી કાઢી, જેથી પાર્શ્વનાથ ના અનુયાયિ છે એમ બીજા જાણે આ ચિત્ર ઇન્ડિયન રિવ્યુ ૧૪ મા અંગ્રેજી પુસ્તકમા છે જે પ્રમાણે શ્રી વીર-

ચંદ રાઘવજી ગાંધીએ ત્યાં જોયું તે પ્રમાણેજ વોલ્યમમાં બહાર પડેલ આચાર્ય બુદ્ધિસાગરે દેખ્યું છે. તેથી હાલના પશ્ચિમ દેશના વિદ્વાનો અને શોધકો, પાર્શ્વનાથને જૈનોનાં તિર્થંકર માને છે, તો તે પ્રભુશ્રીને હાલ સત્યાવીશસો (૨૭૦૦) વર્ષ થઇ ગયા છે.

તો હવે ગૌતમ સ્વામીથી જૈન ધર્મ ઉત્પન્ન થયો, અને બુદ્ધ ધર્મની પછીનો શાખા તરિકે માનતા હોય તેમણે ઉપરના સિદ્ધ પ્રત્યક્ષ પ્રમાણને જોઇને શંકા દૂર કરવી અને જૈન ધર્મ અનાદિકાળનો આદિ અનાદિ છે.

## ગૌતમ સંબંધી.

ગૌતમ (૩) ત્રણ થયા છે. ગૌતમબુદ્ધ (૧) ગૌતમસ્વામી (૨) અને ત્રીજો સોળપદાર્થની પ્રરૂપણા કરનાર ગૌતમ ઋષી થયો. આ ત્રણે શ્રી મહાવીર પ્રભુના સમકાલિન છે. ગૌતમબુદ્ધ તે કંપિલપુરના શુધ્ધોદન રાજાનો પુત્ર હતો. તેની માતાનું નામ **માયા** અને સ્રીનું નામ **યશોધરા** હતું.

મહાવીર પ્રભુ રાજગ્રહિ તરફ વિચરતા હતા, ત્યારે ગૌતમબુદ્ધ ગામડામાં ઉપદેશ આપી રહ્યો હતો. રાજગ્રહિના રાજા શ્રેણિકે પ્રથમ બુધ્ધ ધર્મ સ્વીકાર્યો. અને પછીથી ચેલ્લણા રાણીના બોધથી તથા શ્રી મહાવીર પ્રભુના ઉપ-

દેશથી જૈનધર્મ અંગિકાર કરી ધર્મદ્રઢ બની જે મહાવીરજિનના સાચા ભક્ત રાજા શ્રેણીક છે, તેમ જગ જાહેર થયુ જેના પુત્રોએ પ્રભુ શ્રી મહાવીરજી પાસે દિક્ષા લીધી અને આત્મ ઉજવલ કર્યા છે જેને હાલ અઢીહજાર વર્ષ થયા છે ( મેઘકુમાર, નદિષેણ, અભયકુમાર વિગેરે ) અને તેના સમ્મલિન રાજાઓ જેવા કે વિશાળાનગરીના ચેડા મહારાજા, સિન્ધુ તરફના ઉદાયિરાજા, માળવાના ચંડપ્રદ્યોતનરાજા, દશાર્ણ દેશના દશાર્ણભદ્રરાજા, અને કાશી કોશળ દેશના રાજા જૈનધર્મી હોઇ પ્રભુશ્રી મહાવીરના બારવ્રતધારી શ્રાવક તરિકે હતા જ્યારે પ્રભુ શ્રી મહાવીરે મોક્ષ જવાના અંત વખતે દેશના સોળપ્રહર સુધી અખંડધારાએ આપી, અને દેહત્યાગનો સમય થયો તે વખતે અઢાર દેશના રાજાઓ પાવાપુરીમા એકઠા થયા હતા તેમણે અને ઇદ્રાદિ દેવોએ નિર્વાણમહોત્સવ કર્યો હતો જેને હાલ ૨૦૧૧ વર્ષો થયાનો અવાજ દિવાળી પર્વ જાણે તાજેતર હોય તેમ ભાસ-પડઘા હજુ દેખાઇ-સમજાઇ આવે છે

## ચાલીશ ક્રોડની જૈનવસ્તી.

પ્રભુ મહાવીરથી તે વિક્રમના ત્રણ સૈકા સુધીમા ૪૦ ક્રોડ જૈનો બહુ દુરના પ્રદેશમા પણ ધર્મદ્રઢ રહ્યા હતા તેથી ધર્મનો પ્રચાર-ફેલાવો પણ શ્રદ્ધીભૂત સમજવો

## પ્રાચિનતાની વધુ શાક્ષી 'સાહિત્ય.'

જોકે જૈનો પરસ્પરમાં વિગ્રહ ચલાવી આત્મબળ
વિખેરી નાંખે છે. તેવું હાલના સમયમાં જોવાતું રહે છે.
પણ જીવનચરિત્રો, કાવ્ય, કોષ, છંદ, ગણિત, જ્યોતિષ,
અને વૈદિક વિગેરેના ગ્રંથો લખાયેલા વકીલોના છે. તેમં
યથાશક્તિ તે સાહિત્યોમાં વધારો કરવાને લક્ષ ખેંચાતું
રહે છે તે ઘણા આનંદની વાત છે.

જેસલમેર, શીરોહી, પાટણ, ખંભાત, અને અમદા-
વાદ વિગેરે ઘણા શહેરોમાં આગમો, અને ગ્રંથોના મોટા
પ્રમાણમાં જૂના સમયના જ્ઞાનભંડારો જયવંત દૃષ્ટિગોચર
છે. અને તે સંસ્કૃત અને માગધિ ભાષામાં જૈન શાસ્ત્રિય
લિપિમાં પત્રાકારે છે.

સંસ્કૃત અને માગધિભાષાનું અવતરણ ગુજરાતિ
ભાષામાં ઘણા ઉપયોગિ ગ્રંથોથી બહાર, મુંબઇવાળા ભિમ-
સી માણેક કચ્છી, ભાવનગર જૈનધર્મ પ્રસારક સભાએ
અને આત્માનંદ સભા ને અમદાવાદમાં જૈન વિદ્યાશાળા વિ-
ગેરેએ છપાવી ફેલાવો પમાડ્યો છે.

## શ્રી નંદિસૂત્રમાં પ્રાચિનતાનો ઇશારો.

મહાભારત અને રામાયણની વાત નંદિસૂત્રમાં મૂળ-
પાઠમાં આવે છે. તો સ્પષ્ટ છે કે નંદિસૂત્રના પહેલાં મહા-

ભારત અને રામાયણ હતા અઢારપુરાણ વ્યાસે રચ્યા એમ કહે છે તો વ્યાસજી જેને હાલ પાચહજાર વર્ષો થયા છે તો તે પહેલા જૈનધર્મનુ અસ્તિત્વ સાબિત થાય છે માટે પ્રાચિનમા પ્રાચિન જૈનદર્શન વાળો જૈનધર્મ છે

## તિર્થરક્ષણ માટે જૈનોની કાળજી.

પ્રાય કરીને જૈનો આગળ પાછળનો સારી રીતે વિચાર કરીને ધર્મના અને વહેવારના કામ કરે છે અકબર બાદશાહે જૈનાચાર્ય તપાગચ્છીય શ્રીમાન હીરવિજયસુરિજીને માગણી પુર્વક હિન્દ માહેના તમામ જૈનતીર્થોનો કબજો અને ભોગવટો શ્રીમાન રાજ માનનિય રાજનગરના નગરશેઠ શાતિદાસને ફુરમાનપત્રો આપીને હવાલે કર્યો તેમા શ્રી વિમળશાહના વશજો ભાઈ સુળચદજીને આબુજીના તીર્થનુ ફુરમાન કરી આપ્યુ તેમા નીચે પ્રમાણે બિના છે

અકબર જલાલુદિન મહમદ. દિલ્હિના મોગલ

બાદશાહ મુગટબધ છત્રપતિ મહારાજાધિરાજ.

ભાઈ સુળચદ ભણશાળી કુચબ શહેનશાહ,
પુદન હજારી જોગ—

પ્રભુની કૃપાથી મારૂ સઘળુ રાજ્ય શાતિથી ભોગવુ છુ તમો મને વખતો વખત મદદ આપો છો તે હમેશના

માટે કદિ વિસ્મૃત થશે નહિજ. તમોને મારી તિજોરી વ્યવસ્થા કરવા સોપેલીમાં મને બહુ સંતોષ અને નિશ્ચિંતપણું છે.

વળી તમને કાજી અને ધોખાની પદવીઓ એનાયત કરતાં ખુશી ઉપજે છે. તેથી તમારા ધર્મના કાર્યના ફૈડચા સંપૂર્ણ રીતે નિર્વિવાદ ગણાશે. તમારી પ્રાર્થનાનો સ્વીકાર કરૂં છું.

જે એસ્ટેટો, દેવળો તમારા પુર્વજોએ અર્પણ કરેલા છે, કે જે આબુ તમારા વડવા વિમળશાહે બંધાવેલ જેની વાર્ષિક આવક રૂા. ૪૫૦૦૦૦૦ પીસ્તાલીશ લાખની છે. તેને કરમાંથી મુક્ત કરવામાં આવે છે. તેમજ વળી શ્રી સિદ્ધાચળ પાલીતાણાને તે સંબંધીની એસ્ટેટ કે જેની વાર્ષિક આવક રૂા. ૫૨૦૦૦૦૦ બાવન લાખની છે ને ગિરનારને તેની સાથેની એસ્ટેટ કે જેની વાર્ષિક આવક રૂા. ૫૬૦૦૦૦૦ છપન લાખની છે. તે પણ કરમાંથી મુક્ત કરવામાં આવે છે. તે એસ્ટેટો હવે પછી તમારે કબજે અને તમારી દેખરેખ નિચે રહેશે. તે બાબત કોઇ વચમાં હાથ ઘાલી શકશે નહિ અને તેની વચમાં કોઇ આવી શકશે પણ નહિ.

## ચારે વર્ણમાં જૈનધર્મ કેવીરીતે પળાતો !

બ્રાહ્મણજૈનોએ ધર્મનું અધ્યયન કરવું. અને અમૂક મંત્ર ગણવા. ક્ષત્રીજૈનોએ દેશ ધર્મના રક્ષણાર્થે

ક્ષત્રીધર્મ પ્રમાણે વર્ત્તવુ ને અમૂક મ ત્ર ગણવા વૈશ્ય જનોએ વ્યાપાર–હુન્નરકળા વિગેરેથી આજિવીકા ચલાવવી અને અમૂક મત્ર ગણવા અને શુદ્રજનોએ (ઢેઢ વિગેરે) અમૂક મત્ર ગણવો ને સેવાથી આજિવિકા ચલાવવી આચારદિનકર ગ્રથોમા ચારેવર્ણ તથા જૈન તત્વાર્થ નિર્ણય પ્રસાદ નામના ગ્રથોમા ચારેવર્ણના કાર્ય જણાવ્યા છે

સપ્રતિરાજા, વિક્રમ સવત પૂર્વે અઢીસો વર્ષ ઉપર થયેલ છે ત્યા સુધી ઇશુ કે મહમદ પેગમ્બર કોઇનો જન્મજ નહોતો તેથી એશિયા ખડની પણ બહાર યુરોપ અમેરિકા તરફ જૈનધર્મનો પ્રચાર થયેલો છે જે તે તરફના કોઇ કોઇ ઠેકાણેથી જિનપ્રતિમા નીકળતા સાભળ્યા છે સપ્રતિરાજા હમેશા નવા એક દહેરાની પ્રતિષ્ઠા સાભળ્યા પછી દાતણ કરતા હતા તેમણે ૩૬ હજાર જિર્ણોદ્ધાર કરાવ્યા, સવાલાખ નવા દહેરા કરાવ્યા સવાક્રોડ જિનપ્રતિમા પાષાણના ભરાવ્યા ૯૫ હજાર પચધાતુ–પીતળની પ્રતિમા ભરાવ્યા એકલાખ દાનશાળા, અને હજારો પાજરાપોળ સ્થાપી તેના વખતમા ૪૦ કરોડ જૈનોની વસ્તિ હતી

## આખા પ્રકાશનો સારાંશ.

જૈનધર્મ અનાદિકાળથી ચાલતો આવેલ ક્ષત્રીધર્મ મૂળમાંથી છે. વિક્રમના છઠ્ઠા સૈકા સૂધી તો એક સરખો રાજકિય ધર્મ જૈનધર્મ છે. ગૌતમબુદ્ધનો જન્મ આજથી અઢી હજાર વર્ષ ઉપર શ્રી વીરપ્રભુના સમકાલિનપણામાં છે. તેના સ્થાપેલ બૌદ્ધધર્મનું જોર એકવખત વધ્યું. પણ જૈનો જોડે શાસ્ત્રાર્થ કરતાં હારી જવાથી કરેલ પ્રતિજ્ઞા પ્રમાણે હિન્દુસ્તાનની બહાર સદાને માટે જવું પડયું છે. તે હાલ પણ તેમજ છે. તો અસલથી જૈનતિર્થો જે જૈનોના છે. તેમાં ગયાજી વિગેરે જેવા શહેરમાં ભલે બૌદ્ધોએ જૈનોને ઉખેડી નાંખી પોતાનું તિર્થ કર્યું હોય. પરંતુ શેત્રુંજય, ગિરનાર, આબુ, સમ્મેતશિખર, ને તારંગા જેવા પર્વત ઉપર તેમનો નિવાસઠામ થયોજ નથી. અને જયાં તેમણે ગયાજી પ્રમુખમાં પગપેસારો કર્યો હોય તો તેઓનું પ્રથમ છે. અને તેઓ હિન્દબહાર ગયા ત્યારથી જૈન કે અન્યનું તિર્થ છે. તે પણ સમજવું કે બોલવું ખોટું—જૂઠ છે. વળી વેદધર્મ હિન્દુધર્મ જયારથી રાજ્યવંશી ધર્મતરીકે ઓળખાયો, અને ક્ષત્રીરાજાઓએ જૈનધર્મનો ત્યાગ કર્યો અને વેદધર્મ હિન્દુધર્મ સ્વીકાર્યો. તે વખતમાં જૈન જિનાલયો નો હિન્દુધર્મવાળાએ જૈનધર્મની જગ્યામાં પેસારો કરેલો અત્યારે પણ જોઇ શકાય છે. પણ કોઇ જગ્યાએ અન્ય ધર્મ

સ્થાનની જગ્યા જૈનધર્મે રોકીજ નથી કેમકે અસલથી અસલી પ્રથમ પહેલો જૈનધર્મ કાળના વહેવા સાથે પ્રગટ થાય છે તો પછી બીજા કોઇ પ્રાચિનપણા માટે પોતાના ધર્મનો દાવો કરે તે વિચારવુ અયોગ્ય છે

હુનિયા ઉપર જૈનો જેટલી રિદ્ધિવાળા ઇતિહાસના પૃષ્ટે ચડ્યા છે તેટલી સખ્યામા છે રિદ્ધિસિદ્ધિમા કોઇપણ અન્ય ધર્મવાળાનુ જાહેર નથી તે વર્તમાન દુનિયામા જોવાતા મોજૂ૦ રહેવા કાર્યોથી સિદ્ધ છે અને ત્રણે કાળ સદાકાળ જૈનો અખૂટ દોલતવાળા ધર્મપરાયણિ બનીને શુદ્ધિ વહેવારને સાચવનારા છે અને ધર્મ ગુરૂ અને દેવના માટે જૈનકોમ મગરૂર હોઇ દયાધર્મના અવલ દરજાના કાયમિ રક્ષકો છે માટે સાક્ષી પૂર્વકનુ આ પ્રકાશ જૈનધર્મની પ્રાચિનતાનો સક્ષિપ્તથી પૂર્ણ કર્યો છે કિમ્બહુના !!

## છેલ્લી દોઢ હજાર વર્ષ ઉપરની શાક્ષી.

### બૌધ્ધો હિન્દુસ્તાન બહાર

વલ્લભીપુરના ( ૧૯ મો શિલાદિત્ય રાજા ) શિલાદિત્ય રાજાના વખતમા ધનેશ્વરસૂરી મહારાજે સ ૪૭૭ શ્રી શેત્રુંજય મહાત્મ્ય દશહજાર શ્લોક પ્રમાણે રચ્યુ તે રાજાના વખતમા જૈનાચાર્ય મલ્લવાદિ અને બૌદ્ધો વચ્ચે શાસ્ત્રાર્થ થયો તેમા જે હારે તે હિન્દની બહાર જાય

એવી પ્રતિજ્ઞા હતી. અને સાક્ષીમા રાજા અને પંડિતવર્ગ હતો. તેમાં બૌદ્ધોને મલ્લવાદિ જૈનાચાર્યે હરાવ્યા. જેથી બૌદ્ધ લોકો હિન્દુસ્તાનની બહાર વસવા લાગ્યા. જે હજુ પ્રત્યક્ષ જોવાય છે. વીર સં. ૭૮૪ વિ. સં. ૮૧૪

વિક્રમ સં. ૩ માં જેણે પ્રભુ મહાવીરના ગર્ભને બદલાવ્યો એવો હરિણગમેશી દેવનો જીવ પહેલા દેવલોકથી નીકળીને **શ્રીમાન દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ** થયા. તેમણે પણ વલ્લભીનગરીના રાજા છેલ્લા શિલાદિત્યના વખતમાં જૈન આગમોને પુસ્તકારૂઢે લખ્યા. જોકે સં. ૪૭૭ માં વલ્લભીપુર ભાંગ્યું, પરંતુ રાજાઓએ ગાદી બદલી નહોતી. વિક્રમના સંવતના ૧૩૮ વર્ષ સૂધી જૈનધર્મમાં પક્ષ નહોતો પછી દિગમ્બર મત નીકળ્યો.

એનીબિસંટ (મદ્રાસ) લખે છે કે—જૈનોએ બીજા દેશોને રાજાઓ પુરા પાડયા ઉપરાંત દક્ષિણમાં **તામિલ** ભાષાના સ્થાપક પણ જૈનોજ છે. **તામિલ** ભાષામા જે હાલ વ્યાકરણ છે તે ઘણું સરસ અને શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણેજ લખેલ વિદ્યમાન છે. તે પણ જૈનોનીજ કૃતિ છે. **કાનડી** ભાષાને પણ જૈનોએ એકહજાર વર્ષ અધિક ખીલવી છે. ને તૈલંગી ભાષામાં મોટો સુધારો કરવાનો ફાળો પણ જૈન પંડીતોનોજ છે. એટલે જૈનોએ અનેક વિષયોમાં અ-

નેક ભાષાથી નાના મોટા અનેક ગ્રંથો લખ્યા છે જેની બરાબરી કોઇ ધર્મવાળા કરે તેમ નથી શૈવ વિષ્ણુ અને બૌધ્ધો પોતાના સાહિત્યને અજવાળુ પાડવા હમણા કાંઇક વધારે ગ્રંથો બહાર આવતા હગે, જૈનોને જરૂર સિવાયની દરકાર નથી, માટે તેવા શાસ્ત્રો ભડારમા રાત્રદિવસ રહે છે દક્ષિણી ઉપની ભાષાઓ વિક્રમની સદીના અગાઉ ખાસ જૈનોના હાથમા હતી

ટીકા, વૃતિઓ, ભાષ્યો, ચૂર્ણિ અને નિર્યુકિત વિગેરેથી રચીત પુસ્તકો જોનારા જૈનધર્મને એકે અવાજે ધન્યવાદ આપે છે ભદ્રબાહુ સ્વામીએ સૂત્રોપર નિર્યુકિત રચી ઉમાસ્વાતીજીએ તત્વાર્થસૂત્રોના પાચસો ગ્રંથ રચ્યા. અભયદેવસૂરિજીએ નવાંગિની ટીકા રચી બુદ્ધિમાગર આચાર્યે સ ૧૦૮૦ મા બુદ્ધિસાગર નામે વ્યાકરણ રચ્યુ છે સિદ્ધસેન દિવાકર અને મહ્લવાદિ આચાર્યોએ ન્યાય વિષયના ઉત્તમ ગ્રથો લખ્યા—રચ્યા છે તો તેથી જૈનધર્મનુ પ્રાચિનપણુ રહેજે સિદ્ધ થાય છે

## તિર્થોસબધે પ્રાચિનતા.

પહાડ–પર્વતને પૃથિવ ઉપર નાના પ્રકારના જૈનતિર્થો યુગોના યુગથી હસ્તિ ધરાવે છે તે વર્ત્તમાન જોઈ શકાય છે શેત્રુંજય, ગિરનાર, આબૂ, સમેતશિખર, અને તારગા

તિર્થો ડુંગરની છેઠ ટોચ ઉપર સ્થાપિત છે. અને કેસરિયાજી, સંખેશ્વરજી જમીન ઉપર પ્રાચિનપણે જોવાય છે. વળી અંતરિક્ષજી, મલ્લિનાથજી, પાનસર, ને સેરીસાજી વિગેરે જૂની બહુ પ્રતિમાઓ જમીન ઉપર ચમત્કાર પ્રગટ કરી ને નવિન તિર્થ રૂપે મોટા ધામ રૂપ થઇ પડયા છે. તો તે સઘળું જોતાં જૈનધર્મનું પ્રાચિનપણું બતાવી આપનાર મોટી નિશાનિઓ જીવતિ જાગતિ છે.

અનેક પ્રકારના તિર્થોમાં મુખ્યતા શ્રી સિદ્ધાચળ તિર્થનીજ છે. અને અસલથી તે મહાપવીત્ર સદાકાળ સઘળા તિર્થોનો રાજા છે. ખાસ તિર્થંકરદેવોએ કહેલા વર્ણનના સારરૂપ શ્રી શેત્રુંજયમહાત્મ્ય વર્ત્તમાનમાં મોજૂદ છે. ચોવીસે તિર્થંકરોએ શ્રી શેત્રુંજયમહાત્મ્ય વર્ણવ્યાનું અને તે તિર્થ ફર્સવાનું પણ સર્વેએ કરેલું છે, જે તિર્થંકર ચરિત્રો વાંચી જોતાં સ્પષ્ટ માલુમ પડે છે કે અસલથી જૈનતિર્થરાજ જૈન શ્વેતાંમ્બર મૂર્તિપૂજક કોમનો છે.

હવે કોઇ એમ સમજનારા કહે કે શ્રી શેત્રુંજય તિર્થ પ્રથમ બૌધલોકોનું હતું. અને તે હિન્દુસ્તાનની બહાર જવાથી તે જૈન લોકોના હાથમાં આવ્યું. તો આવું સમજનારાએ જાણવું કે—જો તેમનો વસવાટ થયો હોય તો જતા વખતે કાંઈપણ નિશાની બૌદ્ધોની હોવી જોઇએ. કે-

મકે તેમને ફક્ત ૫૬૨સો વર્ષ હિન્દ છોડયાને થયા છે-તો ટાઇમ લાબો ન ગણાય વળી પોતે ગોતમબુધેજ બોદ્ધ ધર્મ સ્થાપ્યો છે અને શ્રીમાન્ તિર્થંકર મહાવીરદેવની વિભૂતિ જોઇ છે તે પહેલા બોધ ધર્મજ ન હતો તો ભગવાન શ્રી મહાવીર પહેલાના પાર્શ્વનાથ પ્રભુથી તે શ્રી આદિશ્વર પ્રથમ તિર્થંકર સધી સર્વે પ્રભુ તે તિર્થંને ફરસ્યા છે ને તેની રાયણુ નિચે થયેલા સમોસરણમા બેસીને દેશના દીધી છે તો જો બુદ્ધ ધર્મવાળાના હાથમા આવ્યુ હોય તો તે સમયના બારમા ઉદ્ધારનાનુ અને વિ-ક્રમ સ ૧૦૮ ના ૧૩ મા ઉદ્ધારનુ મડિતપણુ ખડિત કરી નાખેલુ જોઇએ પરતુ તિર્યંપતિ દાદાનુ વર્ત્તમાન જિનાલય ખાસ સવત એકસોઆઠનુ છે જે વેળા બોધોનુ જોર હતુ તો બોધોનુ તે સમયમા પણ ઈંટ બીટ શેત્રુજા ઉપર કઇ નથી તો વિક્રમ સ ૩૧૫ પછી તુર્તજ હિન્દ બહાર જૈનોના હરાવ્યાથી ક્રૂરતા પ્રતિજ્ઞા પ્રમાણે નાસવુ પડયુ છે તો પછી પ્રથમ બોદ્ધધર્મવાળાનો શેત્રુજો સમજ નારે શરમાવુ જોઈએ (જૂઓ, જૈનધર્મની પ્રાચિન અર્વાચિન સ્થિતિ નામની ચોપડી, અને જૈનતત્ત્વાદર્શ, અજ્ઞાન તિમિર ભાસ્કરાદી ગ્રથો ) બુદ્ધદેવનો દેહત્યાગ પછી તેના ધર્મપથના લોકોના વખતમા એટલે વિક્રમના ત્રણે સૈકામા બોધો જૈનો સાથે સ્પર્ધા કરે તેમ હતા, પણ તેની વસ્તી

જૈનો કરતાં ઘણી ઓછી હતી. તેમ જૈનરાજા પણ ઘણા હતા. ને શેત્રુંજા ઉપર દહેરાં પણ હતા. તો શેત્રુંજા ઉપર ઔધો નો બિલકુલ કાબૂ નહોતો.

## સંપ્રતિરાજાના દહેરાં અને પ્રતિમાઓ.

વીરપ્રભુ પછી ૨૯૦ વર્ષે સંપ્રતિરાજા સુહસ્તિસૂરી ઉપદેશે થયો. અશોકરાજાનો કુણાલ, અને કુણાલનો પુત્ર **સંપ્રતિરાજા** જૈનધર્મધૂરંધર થયો. અશોક પ્રથમ બૌદ્ધધર્મી થયો. ને પાછળથી જૈનધર્મ અંગિકાર કર્યો હતો. આ રાજાઓ શ્રેણીકના વંશજો છે. જૂઓ શ્રેણીકનો પુત્ર કોણિક. તેણે રાજગ્રહીનગરીનો ત્યાગ કરી ચંપાનગરીમાં ગાદી સ્થાપી. કોણિકનો પુત્ર ઉદાયિરાજા તેણે પટણા શહેર વસાવ્યું. તેની ગાદીએ પટણામાં નવ નંદરાજા થયા. છેલ્લા નંદની ગાદીએ ચંદ્રગુપ્તરાજા જૈનધર્મી થયા. અને તેની ગાદીએ અશોકરાજા થયો. જે અશોકના લેખો બહુ છે. તેમાં જૈનધર્મનું પ્રાચિનત્વ જણાવ્યું છે.

સંપ્રતિ રાજાના ભરાવેલ જિનબિંબો હજૂસૂધી મોટી સંખ્યામાં મોજૂદ છે. ને તેમના બંધાવેલ દહેરાં પણ ઘણા ગામમાં હસ્તિ ધરાવે છે. જે રાજાએ વ્રતધારી એવા રૂડા શ્રાવકોને સાધુવેશ પહેરાવીને અનાર્ય દેશમાં મોકલાવીને જૈનધર્મનો બહુ મોટો ફેલાવો કર્યો છે તે સાધુવેશધારી શ્રાવકો પછીથી સાચા સર્વવિરતી સાધુ થઇનેજ વિચર્યા છે.

અશોકે ગધાર બદરના એક શિલાલેખમા કોતરાવ્યુ છે કે અહિ આધિસર્વપાર્શ્વનાથતિર્થ કર થયેલા છે આ બાબત લોર્ડ કનિગહામ કૃત અગ્રેજી પ્રાચિન ભૂગોળમા વિવેચન સારૂ કરેલ છે

## ગુરૂવર્યના સામૈયામાં શ્રેષ્ટીવર્ગ.

શ્રીમાન્ હેમચદ્રસૂરિનુ કુમારપાળરાજાએ પાટણ આવતા સામૈયુ કર્યુ તેમા અઢારસો તો ક્રોડાધિપતિ સામા આવ્યા હતા કુમારપાળે ૧૪૪૪ દહેરાસરો બધાવ્યા છે શેત્રુજા, ગિરનાર, આબુમા છે, પણ જેમા લોકની નજરે શ્રી તારગાજીવાળુ એક દહેરાગર હાલ પ્રશશા પામતુ જણાય છે તેનો ઘુમટ પત્થર પાટ અને કેગર કાષ્ટની પાટથી અદરથી બાંધેલો છે કેગરના લાકડાનો સ્વભાવ છે કે જો અગ્ની થાય તો તે લાકડામાથી પાણી છુટવા માડે છે (ઘુમટ રચના નાનાનાના ૧૧ માળ છે)

## ભેસાશા શ્રેષ્ઠીએ ગુજરાતના શેઠીયાઓની કાછડીનો આગળનો છેડો છોડાવ્યો

માડવગઢના ભેસાશાશેઠની મા શેત્રુજાતિર્થે જાત્રા કરવા જતા ત્યા લાખો રૂપિયા ખર્ચ્યા હતા વળતા ધોળકા-વૈરાટનગરમા તેની માએ શરાફી શેઠીઆઓને પોતાની હુડી સ્વીકારવા કહેતા તે ડોશીની અને ભેસાશાહની

ઉલટી મશ્કરી કરવા લાગ્યા. ઘેર આવીને માએ પુત્ર ભેંસાશાને વાત કરતાં ધોળકાના શેઠીયાપર રીસ ચડી. તેથી ભેંસાશાહે અમુક મુદ્દતનું ઘી ખરિદવાને સેંકડો ગુમાસ્તાને અગાઉ રૂપિયા આપી દેવાને ધોળકે રવાના કર્યા. મુદત આવી. સાટા કરેલ પ્રમાણે શેઠીયા ઘી પૂરૂ કરી શકયા ન હતા. પણ તેના પાસે વાસણ નહિં હોવાથી મગરૂરી બતાવી કહ્યું કે લ્યો ઘી. ભેંસાશાહે મશ્કરીનું ફળ દેખાડવાને યુકિત કરી હતી. ભેંસાશાહ કરોડાધિપતિ હતા. અને નવલાખ નવલખા તે વેળા હતા. ભેંસાશાહે આ ગામના હતા. તેના પાસે **પારસમણી** હતો. ઘીના કુડલાં તળીએથી કાપીને તળાવમાં મૂકયાં. તૈયાર જે ઘી હતું તેથી તળાવ રેલછેલ થયું. પરંતુ સર્વ ઘી પુરૂ પાડયું નહિં હોવાથી ધોળકાના શેઠિયાઓએ આજિજી કરીને માફી માગી. ત્યારે ભેંસાશાએ ગુજરાતના શેઠીઆઓની કાછડી–ધોતીયાનો આગળનો છેડો છોડાવી નાખ્યો. જે હજુ જોવાય છે તો જ્યારે ને ત્યારે જૈનો સમયના પ્રમાણમાં પુષ્કળ સંખ્યાએ ધનાઢય છે. અને પ્રાયઃ તેઓ ઉત્તમમાર્ગે અને વટ રાખવાને લક્ષ્મિનો સદ્‌વ્યય કરતા જોવાયા છે.

---

## ચાંપાનેરના જૈનોનો મૂળ રિવાજ.

### રહેવા આવતા નવા શ્રાવક માટે

જ્યારે કોઇ શ્રાવકકુટુંબ બહારથી વસવાટ કરવાને આવે ત્યારે જૈન કોમે ઠરાવ કર્યો કે ચાંપાનેરમાં આપણા વીશ હજાર ઘર છે તો દરેક ઘેરથી એકેક સોનૈયો અને એકેક ઇંટ તે રહેવા આવનારાને આપવી

આ રિવાજથી આવનારા ઘરે વળગીને થોડા વખતમાં ધનવાન બનતા હતા આ સર્વ પુન્યાઇ ને પ્રમાણિકતાનું ઉચ્ચ પરિણામ જૈન કોમ ભોગવે છે

## પ્રતાપરાણો ને ભામાશાહ.

મારવાડનો મોટો ભાગ ખોઈ બેઠેલ રાણોપ્રતાપ કંટાળી જઈને સિંધ તરફ જતા ભામાશાહે કહ્યુ કે શા માટે જાઓ છો. પ્રતાપે કહ્યું કે લશ્કરને પગાર કરવાને હવે મારી પાસે દ્રવ્ય નથી ત્યારે ભામાશાહે કહ્યુ કે-તમારા લશ્કરને બાર વર્ષ સુધી પગાર હું પુરો પાડીશ તો પણ લક્ષ્મિ ખુટે તેમ નથી માટે પાછા વળો રાણો પાછા આવીને ભામાશાનીજ મદદ વડે ગયેલું રાજ્ય પાછુ કબજે કર્યું હતું, આવા ઘણા જૈન તે તે નગરીઓ અને શહેરોને શોભાવતા રહ્યા હતા આવી મુશ્કેલી ભરી મદદો જૈનો

સિવાય જૈનેતર બીજી કોમે જયારે ને ત્યારે જ્યાંને ત્યાં કરી જોવાતી કે વંચાતી નથી. કદાચિત્ હશે તો બહુજ જુજ.

## લક્ષ્મિએ જગડુશાહનું ધાર્મીક જીવન.

તેણે સિદ્ધાચળનો મોટો સંઘ ત્રણવાર કાઢયો. તેમાં હાથીઓ, ઘોડા અને હજારો ચતુર્વિધ સંઘની મેદનીથી ભરપુર હતો. તેમણે ૧૦૮ દહેરાં બંધાવ્યા. તેમાં કચ્છ દેશના ભદ્રેશ્વરનું દહેરાસર વહાણરૂપ વિમાનાકારે બંધાવ્યું છે. તેરનો સૈકો બેસતા ભદ્રેશ્વરમાં જગડુશાહ થયાનું કહેવાય છે. પરંતુ મૂળ તેઓ શ્રીમાળ ( ભિનમાળ ) નગરના શ્રીમાળીકુળના છે. તેમણે ભદ્રેશ્વર ફરતો કોટ ( ગઢ ) બંધાવવામાં લાખો રૂપીયા ખર્ચ કર્યો છે. જે દહેરાને ફરતો તેજકોટ વિદ્યમાન જોવાય છે. વિ. સં. ૧૩૧૫ માં દુષ્કાળ પડયો ત્યારે સિંધના રાજા હમીરજીને ૧૨૦૦૦ બારહજાર મુડા અનાજના જગડુએ આપ્યા. તેવી રીતે ઉજયનીના રાજા મદનવર્માને ૧૮૦૦૦ અઢાર હજાર મુડા ધાન્ય આપ્યું. દિલ્હીના બાદશાહ મોજુદ્દિનને ૨૧૦૦૦ એકવીશહજાર મુડા, કાશીના રાજાને ૩૨૦૦૦ બત્રીશહજાર મુડા અને પાટણના રાજા વિસલદેવને ૮૦૦૦ આઠ હજાર મુડા ધાન્ય આપ્યું, જેથી સર્વે દુકાળ ઉતરી ગયા હતા. એકંદર ૯૯૯૦૦૦ નવલાખને નવાણુંહજાર ધાન્યના મૂડા અન્નદાનમાં

એકીસાથે આપ્યા અને તે તેર પનરોત્તરા કાળમા ૧૧૨ દાનશાળા—સદાવ્રતો ખૂલ્લા મૂક્યા જેમા દરરોજ **પાચલાખ** મનુષ્યો જમતા હતા અને અઢારક્રોડ દામ આગળ આવેલા યાચકવર્ગને મો માગ્યુ આપ્યુ છે તેના મહાચરો ને લક્ષ્મિ માટે જગડુચરિત્ર ગ્રથ વાચવો

જાવડશાહ, ભમરાશાહ, કરમાશાહ વિગેરે શેત્રુજા તિર્થરાજના ઉદ્ધારકોની પણ અખૂટ દોલત હતી પણ આધૂનિક જોઇએ તો મુર્શિદાબાદના જગતશેઠ ક્રોડાગમી દોલતના માલિક હતા કરોડો રૂપિયા અગ્રેજ સરકારને તેઓ ધીરતા હતા તેમના પલગના પાયાઓ લીલા પાના ગોઠવીને પાયાને હીરાજડિત કર્યા હતા તેમનો એક હુક્કો પાચ ક્રોડની કિમતનો હતો તે આલમશાહ, જગતશેઠે દહેરાઓ બધાવ્યા છે કસવટી પત્થરનુ દહેરૂ બધાવવામા લાખો રૂપિયા ખર્ચ થયો છે તેજ શહેરના રાયબહાદુર બાબૂ પ્રતાપસિહ દુગડ પણ લાખોપતિ હોઇને ઘણા ગામ શહેરોમા દહેરાઓ અને ધર્મશાળા બધાવેલ જોવાય છે શેઠ હેમાભાઇ, શેઠ મોતીશા, શેઠ હઠીભાઇ, અને શેઠ પ્રેમચદ રાયચદ પણ ક્રોડપતિ થઇ ગયા છે અને નામનાને અમર પણ કરેલી છે, જેના ભવ્ય દહેરાઓ અમદાવાદ, મુબઇ ને પાલીતાણાના એકે અવાજે વખણાય છે કિરણહુતા [

## રાજગ્રહી નગરીમાં ધનાઢયો.

પ્રભુ શ્રી વીરના વખતમાં ઘણા હતા, જેમાં શાળિભદ્ર શેઠની રિદ્ધિ દેવતાઇ હતી. એક કૃપણ શેઠ પાસે અબજોની દોલત હતી. તેણે નરા હીરા માણેકનો બળદ બનાવ્યો હતો. એક શિંગડુ અધૂરૂં હોવાથી રાત્રદિ મહા-મહેનત કરતો હતો. મહાસતક શ્રાવકપાસે ૨૮ ક્રોડ સોનૈયા અને ૮૦ હજાર ગાયો હતી. તેને શ્રીમતી રેવતી પ્રમુખ તેર શિલવતિ સ્ત્રીઓ હતી. રેવતી પોતાના પિયેરથી આઠક્રોડ સોનામહોર ગાડાં ભરીને લાવી. અને સાથે ૮૦ હજાર ગાયો પણ લાવી હતી. તો મહાસતકના સાસરાને ઘેર પણ અબજો સોનૈયા હતા. તે વેળા વણારસી–કાશી, સાવથ્થી, અને ચમ્પા નગરીમાં ક્રોડાપતિ જૈન કોમ ધરાવતી હતી. ચરમજિન શ્રી મહાવીર જીનમુખે ચડેલા શ્રાવકોની પાસે કરોડો સાનૈયાની દોલત હતી. અને પાર્શ્વપ્રભુના શ્રાવકો તેથી પણ અધિક દોલત ધરાવનારા પુન્યવંત જીવો હતા. અત્યારના અમેરિકાના અબજોપતિ કોઈ ગણત્રીમાં તે વેળા ન કહેવાય.

વિક્રમ સંવતના અગાઉ ગુજરાતમાં પંચાસર અને વડનગર એ બે જુના શહેર ખ્યાતિ ભોગવતા હતાં,

---

## કલ્પસુત્રની જાહેર વાચના.

વડનગર શહેરમા વિક્રમ સ ૫૨૩ મા થઇ ત્યાના રાજા ધ્રુવસેનનો પુત્ર મરણ પામ્યાથી તે જૈન રાજાને શોકથી મુકત કરવાને કલ્પસુત્રની વાચના સભા સમક્ષ શરૂ થઇ તે વિદ્યમાન પર્યુંષણા પર્વ જોવાય છે તે પહેલા ફક્ત સાધુઓ પોતાનામા વાચતા હતા

## કાલીકાચાર્યે ચોથની સવત્સરી કરી

દક્ષિણના પ્રતિષ્ઠાનપુર ઉર્ફે પેઠણ નગર, કે જે હાલનુ પેઠ ગામ છે ત્યાના શતવાહનરાજાને ત્યા પાચમનો ઇંદ્ર મહોત્સવ હોવાથી ચોથના દિને સવત્સરીપર્વ પ્રવર્ત્તાવ્યુ તે અગાઉ મહરહુ પર્વરાજ પચમિનુ થતુ હતુ એમ નિશિથસૂત્રની ચુર્ણિ અને પ્રભાવકચરિત્રમા પાઠ મળી આવે છે

## શકરાચાર્ય સબધી કઇક.

હિદના દક્ષિણદેશમા મ ૮૦૫ મા શકરાચાર્યનો જન્મ થયો તેમણે જૈન ધર્મવાળા સાથે શાસ્ત્રાર્થ કર્યો નથી, પણ સર્વ ઠેકાણે વેદ ધર્મનો પ્રચાર વિશેષ થાય તેમ પુસ્તકો લખવા માડયા ને શિષ્યો ઉભા કર્યા

---

## મક્કામાંથી મહુવામાં.

જ્યારે મહમદ પેગમ્બરનો અરબસ્તાનમાં જન્મ થયો ત્યારે મક્કા શહેરમાં જૈન મૂર્તિઓ હતી. તે માંહેની કેટલીક મહુવાબંદરમાં જૈનો અવસર પામીને લાવ્યા છે. તે માંહેની વીરપ્રભુની છે. આ બાબત સમકિત પરિક્ષાના ટબામાં જણાવેલી છે.

## જૈનધર્મ તે હિંદુધર્મ નથી.

મીસીસ એનીબિસાંટ કહે છે કે જૈનધર્મ તે હિન્દુ ધર્મની પ્રાચિન શાખા છે. વેદધર્મને હિન્દુધર્મ કહેવામાં આવે છે. અને જૈનધર્મ વેદધર્મથી ઇલાયદોજ છે. માટે તેમ સમજનારે ભૂલ સુધારવી જોઈએ. મદ્રાસના ઉંચી જાતનાં હિન્દુઓ પ્રાચિન સમયના એટલે અસલી જૈનો સાથે ખાસ ધર્મના કારણે વ્યવહાર બંધ કર્યો હતો. તેથી સ્પષ્ટ થાય છે કે જૈનો હિન્દુ નથી. માસ્તર કુંવરજી મૂળચંદે ભાવનગરના જૈનધર્મ પ્રકાશ નામના ચોપાનિયામાં જૈનોને હિન્દુપણુ સ્વીકારવાને ઘણું સખ્ત લખાણ કરેલ છે. તો તેમણે વિશેષ માટે જૈનધર્મની પ્રાચિન અર્વાચિન સ્થિતિનું લઘુ પણ બહુ ઉપયોગી પુસ્તક વાચવાથી જરૂર શંકારહિત થશે. કેમકે હિન્દુધર્મ વેદધર્મ છે અને રાજવંશી ક્ષત્રીધર્મ જૈનધર્મ છે. કિમ્બહુના!!

## ધનો પોરવાડ ને રાણકપુરજી.

ધના પોરવાડ પાસે કરોડ રૂપિયાની દોલત હતી તેણે ૮૪ ભોયરા અને ૧૪૪૪ સ્થભો ચારે બાજુ મળીને વિશાળ દહેરાસર રાણકપુરનુ બધાવ્યુ તે સમયે કુભારાણાએ ધનાને કહ્યુ કે મહારીવતી એક થાભલો તારા દહેરામા કરાવજે, પછી ધનાએ રાણાજીની વતી એક થાભલો કરાવ્યો, તેમા એકલાખ રૂપિયા ખર્ચ થયો રાણો વિસ્મય પામ્યો કે ધનો તે ધનની ખાણ છે

## શેત્રુજા તિર્થઉપર દર્શ્યો.

ભરતચક્રીના ચરણ—ધોળી પરબ પાસે એક ઉંચી છત્રીવાલી દહેરીમા સવત ૧૬૮૫ મા સ્થાપ્યા છે થોડે દૂર એક કુડ પાણીનો સવત ૧૮૬૧ મા સુરત વાળા ઇચ્છાચદે બધાવ્યો, તેના ઉપર દહેરીમા શ્રી નેમિનાથ અને તેમના ગણધર વરદત્ત તથા શ્રી ઋષભદેવના મળી ત્રણજોડ પગલા છે તેના મથાળે પાણીનો બીજોકુડ કુમારપાળ રાજાનો બારના સૈકાનો બધાવેલ છે, તેના મથાળે હીંગુલાજનો હડો અને તેનુ સ્થાનક છે અહીં એક ઓટલાપરની દહેરીમા કળિકુડ પાર્શ્વનાથના પગલા છે સ ૧૮૩૫ મા પ્રતિષ્ટા કરી છે આખા પહાડ ઉપર આ હડો ચડવાને કઠિણમા કઠણ છે તેનો વિસામો અને બા-

ગોરના ગગચિયાં અમદાવાદવાળા રાવબહાદુર હરકુંવર શેઠાણીએ બંધાવેલ છે. તેના ઉપર ચડતા છાલાકુંડ નામે પાણીનો ત્રીજો કુંડ સં. ૧૮૭૦ માં બાંધેલ છે. તેના પાસે ચાર શાશ્વતાજિનના ચરણની દહેરી છે. તેના માથે આપણા જમણાહાથ બાજુ એક ટેકરી ઉપર તપાગચ્છના શ્રીપૂજની ટુંકની દહેરી જોવાલાયક છે. ત્યારબાદ ચડતાં અધળાં દહેરાંના દેખાવનું તળિયું સપાટ છે. ત્યાં પાણીનો ચોથો કુંડ હીરબાઇનો કુંડ તે અમદાવાદના ભંડારી કુટુંબની દીકરીએ નવાણુંવાર સંઘમા આવીને નવાણુંયાત્રા કરી. સં. ૧૮ નાં સૈકામાં કરી. આ કુંડ પાસે કાર્તિકપૂનેમના મહિમાની દહેરી મોટી છે, તેમાં દ્રાવિડ વાલખીલ્ય, અઈમત્તાજી, ને નારદજીની એમ ચાર કાઉસ્સગિયા મૂર્તિપ્રતિમા છે. થોડે દૂર ચડતાં પાણીનો પાંચમો ભૂખણકુંડ યા બાવળકુંડ છે. તેના પાસે દહેરી બેમાં ગજસુકમાળ વિગેરેના ચરણ છે. અને એકમોટી દહેરી છે. તેમાં રામચંદ્રજી, ભરતજી, થાવચ્ચા, શુકરાજ, ને શૈલકાચાર્યની કાઉસ્સગી પાંચ પ્રતિમા છે. ત્યાથી હનુમાનદ્વાર આવે છે. ત્યાં એક મોટા ચોતરા ઉપર બે દહેરીમાં પ્રભુના ચરણ છે. અહિંયાથી નવટુંકનો રસ્તો છે. દાદાજીની ટુંકમાં જતાં કિલ્લાની બહાર ડુંગરની ભેખમાં છ–સાત ફુટ ઉંચે ત્રણ મૂર્તિ જાળી, મયાળી ને ઉવયાળીની કોતરેલી છે.

તે કૃષ્ણ વાસુદેવના પુત્રો છે, અને જરા આગળ વધ્યા કે, તિર્થાધિરાજના મોટા કિલ્લા ( ગઢ ) મા પ્રવેશ કરવાને મુખ્ય પ્રથમ દરવાજો રામપોળની બારી નામે છે

આ બારીથી છ ગાઉ અને ત્રણ ગાઉની પ્રદક્ષિણાએ જવાય છે તેમજ શેત્રુજી નદી ન્હાઇને આવતા પણ આ બારીમાથીજ પ્રવેશ થાય છે આ ત્રિપુટી રસ્તે એક ટેકરી છે તેમા દેવકીજીના છ પુત્રોની શ્યામ કાઉસ્સગી પ્રતિમા છે

વળી ફરતી પ્રદક્ષણામા ઉલખા જળ, ચિલ્લણતલાવડી, અજિતશાંતિ ચરણદહેરી, ભદ્રકગિરી ( ભાડવા ડુગર ) અને શ્રી સિદ્ધવડ એમ સ્થાનો વાળી છ ગાઉની પછી ત્રણગાઉની અને રોહિશાળાની તથા ઘેટીની પાગની યાત્રા માટેના માર્ગ છે

## નવટુકમાંના કેટલાક દરયોની હકીકત.

દાદાની મોટી ટુકમા વિમળવસીમા-ચક્રેસરીદેવીનુ-દહેરૂ સ ૧૫૮૭ મા ઉદ્ધારક કર્માશાહ તોલાશાહે બધા-વ્યુ નેમજીની ચોરીનું દહેરૂ સ ૧૬૭૫ મા બધાવ્યુ, છે આ દહેરૂ ઘણા જુના વખતનુ અને જુની જગ્યામા બધાવ્યુ છે યાત્રુને દર્શન અને પ્રેક્ષકોને જોવા લાયક છે. તે લાઇનમા-શ્રી વિમળનાથ, અજીતનાથ ને ઋષભપ્રભુના

દહેરાં સં. ૧૬૮૨-૮ ના છે. શાંતિનાથનું સં. ૧૬૭૮ માં, અને કુમારપાળરાજાનું બારના સૈકાનું દહેરૂં છે. તેમાં જે ચંદ્રપ્રભુનું દહેરૂં છે, તે અમદાવાદના ભંડારીનું છે. તેઓ અમદાવાદના ખાસ સૂબા હતા તેથી તેમણે પાંચ વરસ પર્યંત આખા ગુજરાત દેશમાં એક સરખો 'અમારી પડહ' પળાવ્યો હતો. ચોથો કુંડ બંધાવનાર હીરબાઇ, આ ભંડારીની છઠ્ઠી પેઢીએ પુત્રી છે. અને કુમારપાળવાળું આ દહેરાસર 'અસલી સૂર્યકુંડ' ઉપરજ બંધાયુ છે. ચંદરાજા કુકડા રૂપે હતો તે તેમાં પડતાંજ તે પાણીના પ્રભાવે મુળરૂપે મનુષ્યપણાને પામ્યો. વળી મહાવીરજીના સમોસરણનું સં. ૧૭૮૮ માં સુરતના સોમચંદ કલ્યાણચંદનું, ચિંતામણપાર્શ્વજીનનું અમદાવાદના ભંડારીજીએ સં. ૧૭૯૧ માં, ચંદ્રપ્રભુનું સં. ૧૭૮૮ માં પ્રેમજી રતનજીનું, પાર્શ્વનાથનું સં. ૧૭૯૧ માં જીવણચંદશેઠજીએ, શ્રેયાંસજિનનું સં. ૧૬૭૫ માં જામનગરવાળાનું, સંભવનાથના બે સં. ૧૬૮૨ માં અમદાવાદવાળા રીખવદાસ વેલજીનું, અને મહાવીર ચોમુખવાળું સો થંભાવાળુ દહેરૂં સં. ૧૬૮૬ જોધપુરના મનોતમલ જયમલે બંધાવેલ છે. ત્યારે સં. ૧૮૧૪ થી ૧૮૭૪ સૂધીમાં દશ બાર દહેરાં બંધાવેલ છે. તેમાં લશ્કરવાળાનું દહેરાસર પાર્શ્વનાથનું કે જેમાં ભિંતે સન્મુખ, આરસના 'નંદિશ્વર' અને 'અષ્ટાપદ' આરસના ગોળાકારે છે. ઉમદા-કારીગિરી-

વાળા સોનેરી જૂના વખતના છે અને બાજુમાં આરસના સુંદર બે હાથી ઉભા છે ત્યારે અંદર આરસની બગલી જેવા ઘાટની તદ્દન આરસની દહેરીમા પાર્શ્વનાથની નાની પણ મનહર પ્રતિમા છે જોવાલાયક આ દહેરૂ છે વળી ઠેઠ શિખર સુધી તદ્દન આરસનુજ દહેરૂ કપૂરચંદ પટવાએ સ ૧૮૬૦ મા બધાવ્યુ અને પદ્મપ્રભુની પ્રતિષ્ટા કરી અને સ ૧૯૨૮મા કચ્છી શેઠ નરસી કેસવજી નાયકે પચતિર્થનુ દહેરૂ બધાવ્યુ જેમા મધ્યમા શેત્રુંજો, અષ્ટાપદ, મેરૂપર્વત, સમેતશિખર, અને સમવસરણની રચનાવાળુ છે આવુ દહેરૂ ડુગર ઉપર આ એકજ છે જેણે અગ્રેજ સરકારને નાણાની અખૂટ મદદ આપીને લાખો રૂપિયાની હુડી એકજ દિવસે શીકારનાર બગાળના મુર્શિદાબાદના 'જગતશેઠ' નુ બિરૂદધારક 'આલમચદજી' નુ પણ એક દહેરાસર જોવાય છે

બાદ રતનપોળમા ખૂદ દાદાના દહેરા સિવાય એક દહેરૂ સ ૧૩૭૫ મા પાટણવાળા મોતીચદભાઇએ બધાવીને સમોસરણના ચોમુખની પ્રતિષ્ટા કરી બાદ ચોકમા સામસામા બે દહેરાં મત્રી ભાઇઓ વસ્તુપાળ તેજપાળના બારના સેકાના, ગધારીઆ રામજીના શાતિનાથના ચોમુખનુ,-સુળથાના મડપવાળુ સપઇજિનનુ, અને અષ્ટાપદજીનુ એ ત્રણે સ ૧૬૨૦ મા બધાયા છે

## અષ્ટાપદ સંબંધિ.

ખુદ પ્રથમ તિર્થંકર શ્રી આદિશ્વર ભગવાનને આ પહાડ ઉપર અગ્નિસંસ્કાર કરીને ભરતચક્રિએ તે ઉપર એક દહેરૂ ચાર દ્વારવાળુ ચોવીશ પ્રભુની માનોપેત પ્રતિમા બે, ચાર, આઠ, ને દશ, એમ સરખી નાશિકા રાખીને ચારે બાજુ પધરાવ્યા. ને ઉંચાઇમાં ત્રણ ગાઉનું કરીને તેને અકેક જોજનવાળા ' આઠપગથિયાં ' બાંધ્યા. આ પહાડ ઉપર સ્વશક્તિએ જઇ પ્રભુને ભેટે તો તે ' ચરમશરીર ' વાળા જાણવા. એટલે તેજ ભવે મુક્તિમાં જાય. આ તિર્થ અસલી વિનિતા નગરીથી પૂર્વ દિશે બાર જોજન દૂર છે. એવો પ્રઘોષ છે. એમ ' સેનપ્રશ્નમાં ' છે. રાયણ પગલાનું અને પુંડરીકજીનું એ બે સં. ૧૫૮૭ માં ઉદ્ધારકે બંધાવ્યા છે. સહસ્ત્રકૂટનું દહેરૂં એક છે. તેમાં ઉંચા ઉભા આરસમાં ચોતરફ નાનીનાની પ્રતિમા ૧૦૨૪ બનાવીને પ્રતિષ્ટીત કરેલ છે. તેના સામે ચોવીશ પ્રભુના ગણધર ૧૪૫૨ તથા પ્રભુ ચોવીશનાં પગલાજોડની સ્થાપના એક મોટા આરસ પહાણમાં કોતરી કાઢી છે મેરૂપર્વત અને સમેતશિખરના દશ્યો છે.

આ આખી રતનપોળમાં રત્નોજ પાથર્યા છે. તદ્દન આરસનીજ આ પોળ જૂનામાં જૂની—પ્રાચિન, આદિ અ-

નાહિવાળી જાણુવી વિગેરે રતનપોળમા 'શ્રી આત્મારામજી મહારાજ'ની દેવમૂરી, હેમપ્રતાપમુનિ વિગેરે જૈનાચાર્યોની મૂર્તિઓ દર્શનિક છે

**મોતીશાશેઠની ટુક**—સ ૧૮૯૩ ના મહા વદી ૨ ના દિવસે મૂળનાયક 'આદિશ્વર' પ્રભુની પ્રતિષ્ઠા શેઠ ખીમચદ મોતીશાહે કરી આ ટુકની વચની બારીના ગોખમા બૂટેરાવજી મહારાજના મુખ્ય પટધર શ્રીમાન્ મુળચદજી મહારાજ ઉર્ફે મુક્તિવિજય ગણિવરની મૂર્તિ સ્થાપિત છે

**બાલાભાઈની ટુક**—સ ૧૮૯૩ ના દિને ગોઘાબદર નિવાસી પરી દીપચદ કલ્યાણ કાનજીએ બધાવીને શ્રી આદિનાથની પ્રતિષ્ઠા કરી, છે દીપચદભાઈનુ નામ બાલાભાઈ હુલામણાનુ હોવાથી તે નામ કાયમ રહી ગયુ અદભૂતજીનુ દહેરૂ સ ૧૬૮૬ માં ધર્મદાસે પુનરોદ્ધારકરી અમરાવ્યુ આ પ્રતિમાજી ડુગરમાથી કોતરીને લેપમય કરી પ્રતિષ્ઠા કરી છે બારમહીને એકજવાર આખા શરીરે 'પખાળ' થાય છે તેવા ઉંચા કદના મોટા બિબ છે, ફક્ત જમણા અગુઠે હમેશા પખાળ તથા પૂજા થાય છે

**પ્રેમચદમોદીની ટુક**—સ ૧૮૪૩ મા અમદાવાદ વાળા મોદી પ્રેમચદ લવજીએ બધાવીને શ્રી આદીશ્વરજીની

પ્રતિષ્ઠા કરી. આ ટુંકમાં 'દેરાણી જેઠાણીના ગોખલા' સુરતના ઝવેરી ઘુસભાઇઓની સ્ત્રીઓએ આબુના દેરાણી જેઠાણીના ગોખલાંના નમુના માટે આરસના ઝીણી નકશી-વાળા બનાવ્યા છે.

**શેઠ હેમાભાઇની ટુંક**—સં. ૧૮૮૬ માં અમદાવાદના નગરશેઠ હેમાભાઇ વખતચંદ અને તેમના કુટુંબે પ્રતિષ્ઠા શ્રી અજિતનાથની કરી. ટુંક બંધાવનાર ઉક્ત શેઠ 'શાંતીદાસ શેઠ' ના પૌત્રના પુત્ર છે. ને તેઓ ઉદેપુરના શિશોદિયા રાણાજી શ્રી સામતસિંહજી રાણાનોજ પરિવાર છે.

**ઉજમબાઇની ટુંક**—સં. ૧૮૯૩ માં ઉક્ત શેઠશ્રી-એ બંધાવી પોતાના બ્હેન ઉજમબાઇનું નામ કાયમ કરી 'શ્રીનંદીશ્વરદ્વિપ' ની પ્રતિષ્ઠા કરી.

## નંદિશ્વર દ્વિપ સંબંધિ.

આ જંબુદ્વિપથી આઠમો દ્વિપ છે. તેનો વિસ્તાર એક અબજ તેસઠક્રોડ ને ચોરાશીલાખ જોજનનો છે. તેની ચારે દિશાએ ચાર 'અંજનગિરી' પર્વત છે. અકેક અંજનગિરીના ચોતરફ ચચાર દધિમુખ પર્વત આવ્યાથી તે સોળ થયા. અને અકેક દધિમુખના બંને પડખે બે વાવડીઓ છે. તે દરેક વાવડીએ રતિકર પર્વતો છે. તે બત્રીશ થયા. એટલે બધા મળીને (પર) ચૌમુખવાળું નંદીશ્વરના બાવન

દહેરા થયા એક અજનગીરી ચાર દધિમુખ, અને આઠ રતિકર એમ મળીને ૧૩ તેર પર્વતની રચના બાવન ચોમુ-ખની ટુંકાણુમા સ્થાપે છે આ દ્વિપે ફક્ત દેવો અને વિદ્યા-ધરો જઇ શકે છે તીર્થંકરોના પાચે કલ્યાણકના દિવસે અહિ આવીને અઠ્ઠાઇ મહોત્સવ કરે છે

પાડવનુ દહેરાસર—સ ૧૭૮૭મા ફલીચદ ફીકા-એ યુધિષ્ઠીર વિગેરે પાચે પાડવની ઉભી મૂર્તિઓ–પ્રતિમા પ્રતિષ્ઠીત કર્યા છે ને સામસામે બે ગોખમા કુન્તા માતા અને દ્રૌપદી સતીની પણ મૂર્તિઓ છે આ દહેરાની પછ-વાડે સહસ્રકુટનુ દહેરૂ છે તેમા ભિતના ઓથારે 'ચૌદ-રાજલોક'ને પુરૂષાકારે સ્થાપ્યો છે જાણે છાશ વલોણુ તાણુતો હોય તેમ બે પગ પહોળા રાખીને બને હાથ કમ-રને ટેકાવેલા હોય તેવો દેખાય છે! તે સાતરાજ ઉચો ને સાતરાજ નિચો છે વચલોભાગ તિછો છે તે મનુષ્યલોક છે

છીપાવસીની ટુંક—સ ૧૭૯૧મા શ્રી ઋષભદેવની પ્રતિષ્ઠા કરી આ ટુકના સ્થાપક મૂળ ભાવસાર જૈન છે અહીંના નેમનાથાદિના ત્રણ દહેરા તેજ સમયના છે

સાકરશાની ટુક—સ ૧૮૯૩ માં અમદાવાદવાળા સાકરચદ પ્રેમચદે બધાવીને પચધાતુના શ્રી ચિંતામણી પાર્શ્વનાથના મોટા બિંબની પ્રતિષ્ઠા કરી

**ચૌમુખજીની ટુંક**—છે તે અમદાવાદના રહીશ શેઠ જોગીદાસના પુત્રો સવાસોમજીભાઇઓએ સં. ૧૬૭૫ માં પ્રતિષ્ઠા કરી અને શ્રી ઋષભદેવ ભગવાનના મહાન ચારે બાજુ બિંબ સ્થાપ્યા. આ દહેરૂં નલિનિગુલ્મ વિમાનનાજ આકારનું છે; આ ટુંકનું દહેરૂં બંધાવતા કુલ 'અંઠાવનલાખ રૂપિયા' ખર્ચ સઘસહિતનો ગણતાં થયો છે. અને ફક્ત ચોમુખનું દહેરૂં બંધાવતા છપ્પન હજાર પાઠાંતર છયાશી હજાર રૂપિયાના દોરડાં તુટયા છે. જેની શાક્ષી ઇતિહાસ પૂરી પાડે છે. આ બંને સગા ભાઇઓનો મુળ ધંધો ચીભડા વેચવાનો હતો. તે શ્રી ખરતરગચ્છાધિપતી જિનચંદ્રસૂરિના ઉપદેશથી તેમના કહ્યા પ્રમાણે છોડી દઇને શરાફી તથા ઝવેરાતના ધંધામાં જોડાઇ ક્રોડપતિ થયા હતા. જે તેના શિલાલેખથી સાબિત છે. ને પ્રાચિન લેખ સંગ્રહ ભાગ બીજામાં તેની નોંધ છે. આ ટુંકના બીજા ગાળાને છેડે 'શાંતિનાથનું દહેરૂં' સંપ્રતિરાજાનું બંધાવેલું છે. જેને બે હજાર અધિક વર્ષો થયા છે. અહીં કિલ્લાના અંદરના ગાળે સં. ૧૯૨૧ ની સાલનું કચ્છી શેઠ કેશવજી નાયકનું અભિનંદનપ્રભુની પ્રતિષ્ટા કરી. આ મૂહુર્ત્ત ચોખ્ખુને શુદ્ધ નહોતું. ખરત્તરવસીમાં પણ ચોમુખજીની પેઠે જુના દહેરાં છે. ને બાબુલોકોના ૭ સાત

દહેરા મં ૧૮૮૫ થી ૧૮૯૩ સૂધીના અને કચ્છી ગૃહસ્થ બનેના ચાલુ સદીના છે

અગારશાપીર સબધી—શાહબુદિન ગોરી બાદશાહ ના વખતમા 'અગારશા' ઉર્ફે હિંગ્લે પાલીતાણામા થાણદાર હતો તેમણે કેટલોક વખત જૈન લોકોની પણ નોકરી કરી હતી તે ઓલીઓ પરભુતને કમજે કરવાની વિદ્યામા પ્રવિણ હતો તે મરણ પામીને વ્યતર થયો હતો કેટલેક વખતે યાત્રાયે આવેલ સઘવ્યક્તીઓને ઉપદ્રવ કર્યાથી સાથમા આવેલ યતિ આચાર્યાદિકે-તેને ચમત્કારી રીતે બોલાવતા છેવટે તેણે કહ્યુ કે હુ ધોળી ધ્વજા વાળાનો સેવક થઇ સઘનો રક્ષક થાઉ છુ પણ અહિ તહિ જે આ મારા હાડકા નજરે પડે છે તે વીણાવી લઇ આ ખૂણામા દફનાવો અને કબર કરાવો એમ કહી અદ્રશ્ય થયો શુદ્ધતા માટે જુઓ સૌરાષ્ટની જુની તવારીખ નામનુ પુસ્તક

કિલ્લાની અદર પાણીના કુડ પાચ દાદાની-ટુક મા, બે વચ્ચેની ટુકમા, અને એક ચોમુખના દરવાજે મળી કુલ આઠ પાણીના કુડો છે બાકી પાણીના ટાકાઓ બાધેલા છે ઇત્યાદિ !





# પ્રકાશ ૨ જો.

## કિરણ ૧૪ મુ.

### પ્રથમ તિર્થંકરનું સંક્ષિપ્ત ઐતિહાસિક વર્ણન.

જયારે જયારે ચોવીશી થાય, ત્યારે ત્યારે દરેક તિ-ર્થંકર જયાં જયાં વિચરે ત્યાં ત્યાં તિર્થાધિરાંજ શેત્રુંજયનો અનંત મહિમા વર્ણવે છે. આ જંબુભરતની વર્તમાન ચો-વીશીના આદ્ય તિર્થંકર યુગાદિ દેવ શ્રી આદિશ્વર થયા. તેમણે શેત્રુંજાનું મહાત્મ્ય પ્રકાશ્યું તેની રચના, તેમના મુખ્ય ગણધર 'શ્રી ઋષભસેન ઉર્ફે પુંડરિકજી' એ સવાલાખ શ્લોકની કરી. બાદ છેલ્લા—ચરમ તિર્થંકર શ્રી મહાવીરજી થયા તેમના પટધર ગણધર 'સુધર્માસ્વામી' એ સવાલા-ખમાંથી ઉદ્ધરીને ચોવીશહજાર શ્લોકી શેત્રુંજા મહાત્મ્ય પ્રગટ કર્યું. પછી વિક્રમ સંવત ૪૭૭ માં યુગપ્રધાન

ધનેશ્વરસૂરિ થયા, તેમણે વલ્લભિપુરના રાજા શિલાદીત્યને બોધીને શ્રી શેત્રુજાનો માનવતો મહિમા વખાણ્યો, તેથી રાજાએ તિર્થમહિમા સવિસ્તરથી સભા વચ્ચે જાણવાને મરજી બતાવી એટલે આગામિ જીવોના હિતને ખાતર ચોવીશ હજારીમાથી સાર લઇને દશહજાર શ્લોકી શેત્રુજા મહાત્મ્ય રચ્યુ જે હાલ જયવત વર્તે છે તો તેમા ચો વીશ તિર્થંકરોનુ ચરિત્ર જણાવેલ છે, તેમાથી સાર સાર લઇને આ પુસ્તકના વાચક વર્ગને બોધ થવા તથા હર્ષ રોમાંચિતવાળા આનદ આપવાને પ્રયાસ કર્યો છે

## શ્રી ઋષભદેવ પ્રભુનુ જીવન

તિર્થંકરોનો જન્મ આર્યદેશમાજ થાય છે આ ભ રતક્ષેત્રના બત્રીશહજાર દેશમા ફક્ત (૨૫ાા) દેશ આર્યના છે તેમા કોશલ નામે દેશની , વિનીતાનગરી ' મા છેલ્લા કુલગર શ્રી 'નાભીરાજા' છે તેમને મારૂદેવી નામે સ્ત્રી છે તે જુગલિયા છે અને આપણા આ જીવન ચરિત્રના ના યક દેવાધિદેવ શ્રીમાન્ ઋષભદેવજીના પિતા અને માતા છે આ સમય ચાલુકાળના ત્રીજા આરાના છેડાનો છે દે વતાઓનુ ઉત્કૃષ્ટ સુખવાળુ ઉંચામાઉંચી સ્થિતિનુ આયુષ્ય ૩૩ સાગરોપમનુ સર્વાર્થસિદ્ધનામા વિમાનમા છે ત્યા શ્રી રૂષભદેવજી રહીને દેવ સબધી આયુ પૂર્ણ કરી-ચવીને

'અષાડ વદિ ૪' (ગુજરાતી જેઠ વદ ૪) ની રાત્રિના માતા મારૂદેવીની કુક્ષિમાં આવ્યા. એટલે માતાએ તુર્તજ નિર્મળ ચૌદસ્વપ્નાં દીઠાં તેના નામ આ પ્રમાણે અનુક્રમે આકાશથી ઉતરીને પોતાના મુખમાં પ્રવેશ થતા જુએ છે. ૧ હાથી, ૨ વૃષભ, ૩ સિંહ, ૪ લક્ષ્મિ, ૫ ફૂલનીમાળ, ૬ સૂર્ય, ૭ ચંદ્ર, ૮ ધ્વજા, ૯ કળશ, ૧૦ પદ્મસરોવર, ૧૧ સમૂદ્ર, ૧૨ દેવવિમાન, ૧૩ રત્નનીરાશી, અને ૧૪ નિર્ધુમઅગ્નિ. આ પ્રમાણે પર્યુષણા પર્વરાજમાં જે સુપના ઉતારાય છે. તે આ ક્રમ પ્રમાણેજ જૈનસંઘ ઉતારે છે. સુપના દેખીને રાત્રિ જાગરણ કરતાં પ્રભાત થયો એટલે પોતાના સ્વામી શ્રી નાભીરાજાને કહ્યાં, નાભિરાજાએ કહ્યું કે હે પ્રીયા તમને યુગલાધર્મ નિવારક ઉત્તમ પુત્ર થશે. જે સાંભળી મારૂદેવી ખુશી થયાં.

## પુત્ર જન્મ અને પ્રભાવ.

મારૂદેવી માતાનું સુતિકર્મ (સુવાવડ) છપ્પનદિશી કુમારિકાઓએ કરી ચૈત્રવદ ૮ (ફાગણવદ ૮ ગુ૦) ના દિને ગ્રહો ઉચ્ચ સ્થાને આવ્યા. સ્વપ્નમાં માતાએ પ્રથમ વૃષભ દેખ્યાથી પુત્રનુ નામ રૂષભ પાડયું. પહેલા દેવલોકમાં સુઘોષા નામની ઘંટા છે. જેની સંકલના બત્રીશલાખ વિમાનક ઘંટા સાથે કરેલી છે. ત્યાં રહેલા સુધર્માઈંદ્ર પ્ર-

થમ દેવલોકના સ્વામી–રાજા છે તેનુ સિહાસન કપાયમાન પ્રભુના જન્માદિ સમયે થાય તેથી ઇદ્ર તે જન્મની ખુશાલીમા સભા ભરે છે તેના ખબર કરવાને સુઘોષા ઘટા વગાડતાજ સર્વ વિમાનોની ઘટા વાગે છે અને સર્વે દેવો અવધિ ઉપયોગે ઇદ્રસભામા હાજર થાય ઇંદ્ર મહારાજ પોતે પગમાથી રત્નમોજડીઓ કાઢીને એકસાડી ઉત્તરાસગ કરી સાતઆઠ ડગલા પાછળ હટીને જે દિશામા પ્રભુ હોય તે દિશામા બેસીને શક્રસ્તવન ભણે બાદ પાલક ’ નામે વિમાન એકલાખ જોજનતુ કરાવીને ઇદ્રિ તમામ પરિવારે વિનિતા નગરીમા આવી પ્રભુને વાદી રજા લઇ માતાને અવસ્વાપિણી નિદ્રા મૂકીને પચ રૂપ ધારણ કરી પ્રભુને મેરૂપર્વતે લઇ જાય છે ત્યા પાડુક વનમા શાશ્વત સિહાસન છે તે ઉપર ઇદ્રિ સુધર્મા પોતે પ્રભુને ખોળામા લઇને બેસે છે, તેવા સમયમા ત્રેસઠઇદ્રો સપરિવારે આવી પહોચે છે, એટલે બારમા દેવલોકનો ‘ અચ્યુતિદ્ર ’ દેવોને ક્ષીરસમુદ્ર; ગગા વિગેરેના પાણી લાવવાને હુકમ કરે છે પછી પ્રભુને આઠજાતના અભિષેક પૂર્વક અઢીસો અભિષેક કરે છે પછી ઇશાન ઇદ્ર પ્રભુને ખોળામા લઇને બેસે છે એટલે સુધર્મા ઇંદ્ર વૃષભનુ સુન્દર રૂપ કરી શિગડામાથી ધારા કરી પ્રભુને ન્હવરાવે છે પછી પ્રભુને તેમને ઘેર માતા પાસે મૂકે છે અને મૂકેલી નિદ્રા વિગેરે લઇને પ્ર-

ભુના ઘરમાં 'બત્રીશક્રોડ સોનૈયા' ની વૃષ્ટી કરે છે. ને પ્રભુના અંગુઠામાં અમૃત ઠવે છે. ને તેના ઓશીકે રત્નના ગેડીદડો રમવાને મૂકે છે. પછી ચોસઠે ઇંદ્રો પરિવાર સહિત , નંદિશ્વરદ્વિપે' અઠ્ઠાઇ મહોત્સવ કરીને સ્વસ્વ સ્થાનકે જાય છે. કહો, તિર્થંકરોની કેટલીબધી પુન્યાઇ ! આ દેવ-તાઇ જન્મોત્સવ પૂર્ણ થયા પછી પ્રભુના પિતાને ખબર પડે અને જન્મમહોત્સવ કરે. હવે પ્રભુના જન્મ થતાં સાતે નર્કે પ્રમાણુમાં નર્કના જીવો ને શાતા ઉપજે છે. ને ઉદ્યોત થાય છે. હવે 'પ્રભુના વંશની સ્થાપના' કેમ થઇ તે કહે છે. એકદા નાભિરાજા પ્રભુશ્રીને ખોળામાં લઈ બેઠા છે; એટલામાં હાથમાં શેલડીનો સાંઠો લઇને ઇંદ્ર આવ્યા છે. તે લેવાને હાથ પસાર્યો. તે જોઇને ઇંદ્રે શેલડી એટલે ઇક્ષુ જાણીને પ્રભુનો 'ઇક્ષ્વાકુવંશ, અને 'કાશ્યપ ગોત્ર' ની સ્થાપના કરી. હવે પ્રભુ યોવન વય પામ્યા. અને તેમનો 'વિવાહ મહોત્સવ' કર્યો. 'સુનંદાને સુમંગળા' બે સ્રી પરણ્યા. સ્રીઓ તરફથી ઇંદ્રાણીઅને દેવીઓ વેવાણુ થયા. અને પછી પ્રભુ તરફથી ઇંદ્ર વેવાઇ થયા. અને ધામધૂમથી પરણાવીને પોંખણાં કર્યા. જે પોંખણાનો રિવાજ વિદ્યમાનકાળે પણ ચાલુ જોવાય છે. હવે 'રાજગાદી-ની સ્થાપના' પ્રભુજીની એવી રીતે થઇ કે-પડતા કાળને લઇ જુગલિયામાં પરસ્પર લડાઇ થવા માંડી. એટલે ઘણા-

એ આવીને ન્યાય થવા અર્થે નાભિરાજાને અરજ કરી એટલે નાભિરાજાએ કહ્યુ કે 'તમારો રાજા ઋષભ થશે' આ સાભળતાજ વિનિત જુગલિયા કમલપત્રમા જળ લેવા ગયા છે એટલામા તો સુધર્મો ઇંદ્ર આવીને પ્રભુને સ્નાત્ર કરી ચદનાદિ ચર્ચીને આભૂષણો પહેરાવીને સિહાસનપર સ્થાપન કરી દીધા બાદ જુગળિયા કમળપત્રમા જળલઇ ને આવીને જૂએ છે તો પ્રભુના અગે પૂજા થયેલી દીઠી તેથી વિચારમા પડીગયા કે કયા પૂજા પ્રક્ષાલન કરવુ તો જમણા પગનો અગુઠો ઉઘાડો દેખીને ત્યા પખાળપૂજાદિક કાર્ય કર્યા તે વિનય જોઇને ઇંદ્ર મહારાજે 'વિનિતા' નગરી નવી વસાવી આપી તેમા સર્વે રહેવા લાગ્યા. પ્રભુને રહેવા માટે ૨૧ મજલાનો 'ત્રૈલોક્ય વિભ્રમ' નામે પ્રાસાદ-મહેલ બાધી આપ્યો પ્રભુને સુનદા રાણીથી 'ભરત ને બ્રાહ્મી' તથા 'બાહુબળને સુદરી' એમ બે જોડલા થયા ને સુમગલાથી ૪૯ જોડલા-અઠાણુ પુત્રો થયા એટલે એકસો દીકરા ને બે દીકરી થી ઋષભદેવ ભગવાનને થયા તેમા ભરતને સવાક્રોડ તથા બાહુબળજીને સવાલાખ પુત્રો થયા મારૂદેવીમાતાએ પોતાની 'પાસઠહજાર પેઢી' દીઠી 'રાજનીતિનુ બધારણ' બાધ્યુ કે જે કોઇ ગુન્હો કરે તેને હ કારનો દડ, વધારે ગુન્હેગારને મ કારની શિક્ષા, અને છેલ્લી ધિક્કારનો દડ ઠરાવ્યો હવે કલ્પવૃક્ષ વિચ્છેદ

ગયાં. એટલે લોકોએ આવીને પ્રભુને કહ્યું કે શાલ પ્રમુખ કેમ ખવાય? પ્રભુએ ઉપાય બતાવ્યો. પણ તે કાચું પેટમાં પચે નહિં. એવામાં અગ્નિનું પ્રગટ થવું અને તેમાં પકાવીને ખાવું. ત્યારે આ ભોળા ભદ્રિકલોકો અગ્નિમાં ધાન્ય નાખે અને પછી કહે કે હવે અમને પાછું આપ. પણ તે તો સર્વે બળીને રાખ થઈ જાય. કંઇ પાછું તે આપે નહિં. એટલે લોકોએ કહ્યું કે તે ભુત એકલોજ ખાઇ જાય છે. અમને કંઇ પણ પાછું આપતો નથી. હવે 'કુભારનું શિલ્પ પ્રથમ બન્યું.' તે જુગલીઆ પાસે માટી મંગાવીને હાથીના કુંભસ્થળ ઉપર ભાજન–વાસણ બનાવી આપીને બોલ્યા કે હે ભદ્રે! આ વાસણમાં પકાવીને ખાજ્યો. એમ સો શિલ્પ બનાવ્યા. ને રાજનીતિ લોકનીતિ સ્થાપી. પુરૂષની ૭૨ અને સ્ત્રીની ૬૪ કળા પ્રગટ કરી 'અઢાર લીપી તથા અકગણિત' પણ બાંધ્યા. વિગેરે સ્રષ્ટીનિયંતા તરિકેનો આ વ્યવહાર, અઢાર ક્રોડાક્રોડ સાગરોપમ જેટલા દીર્ઘકાળે આ ભરતક્ષેત્રમાં શ્રી આદિશ્વર ભગવાને ચાલુ કરાવ્યો કહીએ. એમ ત્યાશીલાખ પૂર્વ સુધી સંસારમા રહ્યા. હવે 'દિક્ષાનો અવસર થયો' જાણીને લોકાંતિક દેવો ઉદ્ઘોષણા કરતા પ્રભુ પાસે આવી અરજ કરી કે હે ભગવન્! તિર્થ પ્રવર્ત્તાવો. એટલે પ્રભુએ અવધિથી દિક્ષા સમય જાણીને ભરતને ભરતખંડનુ,

બાહુબળને બહુલીદેશનુ, દ્રવિડને દ્રવિડદેશનુ એમ સોએ પુત્રોને રાજ્ય વહેંચી આપ્યા અને 'સવત્સરિ દાન' દેવા માંડયુ દિનપ્રતિદિન એકક્રોડ અને આઠલાખ સોનૈયાનુ દાન દેતા હતા, તે બરાબર એકવર્ષ સૂધી (૩૬૦ દિન) દઇને ચૈત્ર વદિ ૮ (ગુ૦ ફાગણ વદ ૮)ના દિને પ્રભુ શ્રી આદિનાથ દિક્ષા લેતા હવા તે વેળા પ્રભુની સાથે કચ્છ અને મહાકચ્છાદિ ૪૦૦૦) ચારહજાર રાજપુત્રોએ દિક્ષા લીધી તેના માનમા શ્રી ભરતચક્રવર્તીએ અઠ્ઠાઇમહોત્સવ કર્યો પ્રભુ તો પચમહાનત ઉચરીને તુરત જ વિહાર કરી ગયા અને સાધુ જે ચારહજાર હતા તે ભૂખ–તૃષાથી પીડાવા લાગ્યા, તેથી જુદા પડ્યા હતા તે પ્રભુ પાસે જઇને પૂછવા લાગ્યા પણ પ્રભુ મૌનપણે હોવાથી ઉત્તર ન મળ્યો એટલે સર્વે ચાલ્યા ગયા, પ્રભુ પણ અન્યત્ર પ્રભાત થતા વિચરી ગયા તાપસ–રૂપીની ઉત્પત્તિ ચારહજાર સાધુથી પરિષહ સહન ન થયો, તેથી વિચારમા પડ્યા, કે દિક્ષા છોડીને જતા લોકોમા અપમાન થાય માટે આપણે સર્વે વનમા રહીને ફળફૂલ ખાવા ને પાદડા છાલના વસ્રો પહેરવા તેથી તેઓ વનમા રહેનારા તાપસ થયા હવે પ્રભુના બે પાળક પુત્રો રાજભાગ વહેચતી વેળાએ બહારગામ ગયા હતા તેણે આવીને ભરતને કહ્યુ કે પિતાજીએ આપેલ અમારો રાજભાગ આપો ! ત્યારે ભરતે કહ્યુ કે પિતાજીએ નથી

આપ્યો પણ હું આપું તે લ્યો. બંને ભાઇએ ના કહી ને જયાં પિતાજી છે ત્યાં પહોંચ્યા, અને કહેવા લાગ્યા કે હે પૂજ્ય પિતાજી ! અમારો રાજ્યભાગ આપો. પરંતુ પ્રભુ મૌન છે. (કેમકે જયાં સુધી કેવળજ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તિર્થંકરો દિક્ષા લઇને મૌનપણે વિચરે છે.) આવા સમયમાં બંને ભાઇઓ પ્રભુના ચાલવાના માર્ગને સાફ રાખતા અને તાતજીની ઉપરજ આસ્તા ધરાવતા પ્રભુની સાથે બંને બાજુ ચાલે છે. પ્રભુ ઉભા રહે તો પોતે ઉભા રહે ને પ્રભુ ચાલે તો પોતે ચાલે. એમ ભક્તિ કરે ને રાજ-ભાગ માગે, આ અવસરે ધરણિન્દ્ર પ્રભુને વંદના કરવા આવ્યો છે. તેમણે આ બંનેની પ્રભુભક્તિ જોઇ કહ્યું કે પ્રભુ મૌન છે તે નહિ બોલે માટે તમોને રાજ આપુ તે લ્યો. ત્યારે બંને બોલ્યા કે અમારા ભાઇ ભરતનો આપેલ અમે ન લીધો તો તારો આપેલ કેમ લહીએ. એ તો તાત આપશે ને અમે લઈશું. આ વચનથી ધરણિંદ્ર પ્રભુના શરીરમાં વ્યંતર થઇને મુખેથી બોલ્યો કે જાઓ વૈતાઢય પર્વત ઉપર ઉત્તર શ્રેણીની ૬૦) નગરી, અને દક્ષિણ શ્રેણીની ૫૦) નગરીનું મહાન્ રાજ્ય ભોગવો. એટલે આ નમિ અને વિનમિ બંને જણા ખુશી થઇને વૈતાઢયે ગયા આ બંને ભાઇઓ વિદ્યાધરના મૂળપુરૂષ થયા. પછી ધરણ પ્રભુને વાંદી–સ્તવી સ્વસ્થાનકે ગયો. પ્રભુ દિક્ષા લ-

ઈને વરસ દિવસથી કાઇક અધિક થયુ પણ શુદ્ધ આહાર ન મળ્યો રસ્તાના ગામના લોકો પ્રભુને ઓળખતા હો વાથી કોઇ હાથી, ઘોડા, તો કોઇ કન્યારત્નો, તો કોઇ મણિમોતી લઇ પ્રભુને આપવા માડે પણ તે સર્વની ઉ પેક્ષા કરતા વિચરતા વિચરતા ગજપુર નગરીએ પહોચ્યા આ નગરીનો રાજા બાહુબળનો પુત્ર 'ચદ્રજશા' છે તેને શ્રેયાસ નામે પાટવી (વડો) પુત્ર છે તેને ગઇરાત્રે સ્વપ્ન આવ્યુ. તેવુ સ્વપ્ન નગરશેઠને આવ્યુ સવારના સર્વે ભેગા થયા તો રાજસભાએ સાભળી નિર્ણય કર્યો કે શ્રેયાશ કુમારને મહાન્ લાભ થશે હવે પ્રભુ ગોચરી અર્થે ગામમા આવે છે ને શ્રેયાશ પોતાના મહેલના જરૂખામા બેઠેલ છે સર્વ લોકો કઇ ને કઇ વસ્તુ લઇને પ્રભુને આપે પ્રભુ ન લે એટલે લોકોમા જબરો કોળાહળ થયો હવે 'શ્રેયાશ કુ મારને જાતિસ્મરણ જ્ઞાન થયુ' તેથી લોકોને પૂછયુ એટલે મહેલથી ઉતરીને પ્રભુ તરફ આવે છે તો આ વે શને જોઇ ઉહાપોહ કરતા કરતા જાતિસ્મરણ પામ્યા ને પ્રભુને ઓળખ્યા કે-' આ ભવથી ત્રીજે ભવે મહાવિદેહમા પુડરીકીણી નગરીમા 'વજ્રસેન તિર્થંકર' તેના પુત્ર 'વ જ્રનાભ' નામે આ દાદા 'ચક્રવર્તિ' હતા ત્યારે તેમનો 'સુજશા' નામે હુ 'સારથી' હતો ત્યાથી પાચમા અનુ- ત્તરે દેવતા થયા અને ત્યાથી આ પ્રભુજી શ્રી આદિનાથ

તે મારા પિતામહના પિતા છે. આમ ઓળખીને તુરત આવેલા શેલડી રસના ૧૦૮ ઘડા ભેટમાં તે લઇને પ્રભુને વહોરાવવા માંડ્યા. પ્રભુજીએ પસલી-ખોબો ધર્યો. તેમાં સર્વ ઘડા શ્રેયાંશ રેડતા ગયા. ને શિખા ઉંચી ચડતી ગઇ. પરંતુ એક બિંદુમાત્ર જમીન ઉપર ન પડયું. આ લબ્ધિ પ્રભાવ જાણુવો. પ્રભુએ વૈશાખ શુદ ૩ ના દિને પારણું કર્યું. તેથી પ્રથમ પહેલું પર્વ 'અખાત્રીજ' નામે થયુ અને ત્યારથી 'સુપાત્ર દાનની રીતિ' શરૂ થઇ: શ્રેયાંશ કુમારને ત્યાં 'પંચદિવ્ય' પ્રગટ થયા ને સર્વત્ર જશ વિસ્તર્યો. હવે પ્રભુને કેવળજ્ઞાન કેવળદર્શનની પ્રાપ્તિ.' પ્રભુજી એકહજાર વર્ષ છદ્મસ્થ પણું પાળીને ક્ષેપકશ્રેણીપર ચડીને જ્ઞાનાવર્ણી, દર્શનાવર્ણી, મોહની, અને અંતરાય, એમ ચાર ઘાતિકર્મનો ક્ષય કરીને ફાગણુ વદ ૧૧ (ગુ૦ માહ વદ ૧૧) ના દિને શ્રી આદિશ્વર પ્રભુને 'કેવળજ્ઞાન' થયું. તેથી ભૂવનપતિ, વ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક એમ ચાર નિકાયના દેવોએ મળી જ્ઞાનનો મહોત્સવ કર્યો ને 'સમવસરણુ' (ત્રગડો ગઢ) રચ્યું. જેમાં બાર પર્ખદા ભરાણી ને પ્રભુ સિંહાસને પૂર્વદિશે બેઠા. એટલે વ્યંતર દેવોએ ત્રણુ દિશા તરફ પ્રભુના બિંબ સાક્ષાતરૂપ જેવા બનાવ્યા. જેથી પ્રભુની દેશના ચારે તરફ સમજવી. આ સ્વરૂપ આદ્ય બ્રહ્માનું સમજવું. 'ભરતરાજાને'

વધામણી એકજ ટાઇમે બે ઠેકાણેથી આવી તેમા પ્રેથમ કેવળજ્ઞાનની વનપાલકે આપી અને પછી આયુધશાળામા ચક્રરત્ન પ્રગટ થયાની મળી તેથી ક્ષણભર તેનો વિચાર કરીને કેવળજ્ઞાનનો મહિમા કરવો નક્કી કરીને વધામણી આને બહુ ખુશી કર્યો હવે 'દાદી મારૂદેવીને લઇને સમોવસરણ તરફ' પોતાને હમેશા મારૂદેવી ઓળભા દેતા હતા કે તુ મારા રૂષભની ખબર લેતો નથી તે દુખી થતો હશે, આ વાકયને યાદ કરી દાદીને કહ્યુ કે 'ચાલો તમારા રૂષભની શોભા દેખાડુ' રોઈ રોઇને ગુમાવેલ આંખોવાળા દાદીને હાથી ઉપર બેસાડી સપરિવારે ભરત રાજા ચતુરગી સેના પૂર્વક સમોવસરણ નજિક આવ્યા અને દેવતાઇ વાજાના અવાજ સાભળીને ભરતને કહે છે કે–આ બધુ શુ છે? ભરત કહે–હે દાદી! એ તમારા પુત્રની રિદ્ધિ છે આ સાભળતા દાદીને વિચાર થયો હવે દાદીને અતગડ કેવળ હોઇને મોક્ષના પથે પુત્રની સેવા ચોસઠ ઇંદ્રો અને ક્રોડો ગમે દેવો કરી રહ્યા છે ને રૂષભને એક સિહાસન પર બેઠેલ જાણતાજ 'અનિત્ય ભાવના' ભાવતાંજ કેવળજ્ઞાન પામી તુર્તજ મોક્ષમાર્ગે પહોચ્યા આ ક્ષેત્રમાંથી આ કાળે પ્રથમ પહેલા મોક્ષમા જનાર મારૂદેવી માતા છે ઇંદ્રમહારાજે માતાજીનુ શરીર ક્ષીર સમુદ્રમા પધરાવ્યુ હવે પ્રભુની દેશના સાભળીને રીષભસેન ઉર્ફે

પુંડરિક વિગેરે ભરતના ૫૦૦ પુત્રો તથા ૭૦૦ પૌત્રો મળી બારસોએ દિક્ષા લીધી. તેમાં 'મરિચી' પણ છે. (મહાવીરપ્રભુનો જીવ) તથા બ્રાહ્મીએ પણ ઘણી રાજકન્યા સાથે દિક્ષા લીધી. હવે 'સંઘસ્થાપના' પ્રભુજીએ આ પ્રમાણે કરી. પુંડરિક મુખ્ય ગણધર મુનિ, બ્રાહ્મી આદિ મુખ્ય સાધ્વિ, શ્રેયાંસ આદિ મુખ્ય શ્રાવક અને સુંદરી આદિ શ્રાવિકા સ્થાપી. પછી પ્રભુજીએ 'ત્રીપદી' કહી (૧) ઉપનેવા, (૨) વિઘ્નેવા, (૩) ધ્રૂવેવા. તે સાંભળીને ગણધરો 'દ્વાદશાંગિ'ની રચના લબ્ધિપ્રભાવે કરી. અત્રેની દેશનામાં ઘણા ભૂચર અને ખેચર-વિદ્યાધરોએ દિક્ષા લીધી. કેઇ શ્રાવક વ્રત ઉચર્યા, કેઇ ભદ્રક ભાવિ થયા અને પ્રભુ સાથે જે ચારહજાર દિક્ષા લઇને તાપસ થયા હતા, તેમાંથી બે સિવાય બાકીના સર્વે પ્રભુ પાસે શુદ્ધ મુનિત્વ ધારણ કર્યું. હવે 'બાહુબળજીને કેવળજ્ઞાન અને પ્રભુ પાસે જવું' બાહુબળ દિક્ષા લઇને કાઉસ્સગધ્યાને રહ્યા છે. કેમકે પોતાના નાના ૯૮ ભાઇઓને કેવળજ્ઞાન થયું છે. માટે તેમને વંદન કરવું જોઇએ. તે મારા જેવાને શોભે નહિં. માટે કેવળી થઇને તાતજી પાસે જઉં. આમ ધારીને અભિમાનમાં બારમહિના થઇ ગયા. બાદ પ્રભુજીના કહેવાથી બ્રાહ્મી સુંદરી બ્હેનો તેના પાસે જઇને મોટા અવાજે બોલી કે 'વીરા મોરા ગજ થકી હેઠા ઉતરો, ગજ ચડયા કેવળ

ન હોય ' આ શબ્દો પોતાની બ્હેનોના સાભળતા નાના ભાઇઓને મનસાથે નમના પ્રભુ પાસે જવા પગ ઉપાડ્યો કે તુર્તજ કેવળજ્ઞાન પ્રગટ થયુ ને પ્રભુ પાસે હાજર થયા

## પ્રભુશ્રીનું શેત્રુજય તિર્થે પધારવુ.

પ્રભુજી વિહાર કરતા શ્રી સિદ્ધાચળ પધાર્યો અને ભરત ચક્રિ છ ખડ સાધીને વિનિતામા આવી ગયા દેવ દેવેદ્રોએ શ્રી શેત્રુજાઉપર રાયણનિચે ' સમવમરણ ' રચના કરી ત્યા પ્રભુ બિરાજમાન થઇને ' તિર્થનો મહિમા ' વર્ણવતા હવા બાર પર્ષદા ભરાણી ભરત મહારાજા અને સોહામપતિ ( ઇંદ્ર ) વિગેરે ચક્રવર્તિની રિદ્ધિ લઇને આવેલા છે તેઓ સર્વ પાસે પ્રભુજીએ તિર્થની શોભા વૃક્ષો, ઔષધીઓ, રત્નખાણો, એને કુડાદિ જળસ્થાનો વડે વિશેષપણે છે આ તિર્થે અનતા તિર્થંકરો, ગણધર અને મુનિઓના પરિવારથી સમોસર્યા છે, અને ભાવિ કાળે પદ્મનાભાદિ સમોસરશે અનતાજીવો આ તિર્થે મોક્ષ ગયા ને જશે અને અનતા પ્રાણીઓ સ્વર્ગે ગયા છે અને જશે ઇત્યાદિ દેશના દેતા શેત્રુજા મહાત્મ્યનો વિશેષ મહિમા કહ્યો તેમા વિમળાચલાદી ૨૧ નામનુ વર્ણન કર્યું તે આ પ્રમાણે ૧ વિમળગિરી—એ તિર્થને વાદે, પૂજે, સ્તવે તો આત્મા કર્મમળ રહિત થાય છે તેથી વિમળ

ગિરી નામ પ્રસિદ્ધ પામ્યું. ૨ 'મુક્તિ નિલય'–ભરતની આઠ પાટ સૂધી આરિસાભુવનમાં કેવળી થઇને મુક્તિ વરસ્યે. ૩ 'શેત્રુંજય'—શુકરાજાનો જીવ–જીતારીરાજાએ આ તિર્થેશ્વરની સેવા કરીને છ માસ સૂધી આયંખીલ તપ કરી કર્મશત્રુને જીત્યાથી શ્રી શેત્રુંજય નામ પ્રગટ્યું. ૪ 'સિદ્ધક્ષેત્ર'—આ તિર્થે કાંકરેકાંકરે અનંતા સિદ્ધીપદવર્યા છે. ૫ 'પુંડરિકગિરી'—આ તિર્થે ચૈત્રી પૂનેમના દિને પાંચ ક્રોડ મુનિના પરિવારથી મોક્ષ પામશે. વળી સર્વ કમળમાં પુંડરીક કમળ સર્વોત્તમ છે. તેથી તે નામથયું. ૬ 'સિદ્ધશેખરો' સર્વે કરતાં અહિં ઘણાજ જીવ સિદ્ધિ પામ્યાથી તે નામ પ્રગટ્યું. ૭ 'શ્રી સિદ્ધપર્વત—સઘળા તિર્થો અને પર્વતોમાં પ્રસિદ્ધ છે. તેથી તેનામ. ૮ 'શ્રી સિદ્ધરાજ'—ઘણારાજા કેવળજ્ઞાન પામી સિદ્ધિ વર્યો. માટે ૯ 'બાહુબળિ'—આ તિર્થે બાહુબળ મુનિશ્વરે કાઉસ્સગ કર્યો. તેથી ૧૦ 'મારૂદેવી'—ઋષભપ્રભુની માતા મારૂ દેવીની ટુંક આ તિર્થે છે, તેથી તે નામ ૧૧ 'ભગિરથ' ઇંદ્રના વચને સગરચક્રી પાસે સમુદ્રની ખાઇ તિર્થેર ખોપા માટે પૌત્ર ભગિરથ પાસે અણાવી. તેથી તે નામ. ૧૨ 'સહસપત્ર'—આ તિર્થની પૂઠે સહસકુટ છે. તેથી તે નામ. ૧૩ 'સચવત્તુ'—આ તિર્થે શેવંત્રાની ટુંકે છે.

તેથી તે નામ થયુ ૧૪ ' અષ્ટોત્તરશતકુટ '—આ તિર્થની પૂઠે ૧૦૮ શિખર છે તેથી ૧૫ ' નગાધિરાજ '—સર્વે પર્વતનો આ તિર્થાધિરાજ રાજા સમાન છે તેથી ૧૬ 'સહસકમલો'—આ તિર્થની પૂઠે કમળની પેઠે સહસ્ર ટુક છે, તેથી ૧૭ ' ઢકગિરી '—ઢકનામની ટુક યા શિખર છે તેથી તે નામ ૧૮ ' કોડિનિવાસો '—કવડજક્ષનુ દહેરાસર છે તેથી તે નામ થયુ ૧૯ ' લોહિતગિરી '—નામનો પર્વત આ તિર્થમા છે તેથી તે નામ ૨૦ ' તાલધ્વજગિરી '—નામે પર્વત આ તિર્થમા છે તેથી તે નામ ૨૧ ' કદંબગિરી '—નામે પર્વત આ તિર્થમા છે ત્યા અઇ ચોવીશીના છેલ્લા સપ્રતિ પ્રભુના ગણધર ' કદંબ ' એક ક્રોડ મુનિના સઘાતે કેવળજ્ઞાન પામી મોક્ષ ગયાથી તે નામ વિખ્યાત થયુ આ ઉપરના સર્વનામ દેવતા, મુનિઓ, અને મનુષ્યો ( સર્વ ) મળીને કરે છે ને કરશે હવે ' શેત્રુજી નદિનુ લાવવુ '—બીજા દેવલોકના ઇંદ્ર ઇશાનેદ્ર અઇ ચોવીશીના પ્રથમતિર્થંકર કેવળનાણી ' ના સ્નાત્ર માટે ગગાને અહિ ઉતારી તે જમીનમા વહેતા વહેતા શેત્રુજા પાસે પ્રગટ પણે બહાર નીકળી ને ચોતરફ વહેવા લાગી તેથી શેત્રુજી નદિ નામ પડયુ છે તેની ચારે દિશે ચાર વન છે પૂર્વ દિશે સૂર્યવન, પશ્ચિમે ચદ્રવન, દક્ષિણે લક્ષ્મિવન, અને ઉત્તરે કુસુમવન છે આ વન અને નદિ

અને વૃક્ષો સર્વસુખકર અને પાપ હરનાર મહા પ્રભા-
વિક છે. જેનું ટુંક વર્ણન આગળ આવશે. હવે ભરત-
રાજા, અને સોરઠદેશના 'શક્તિસિંહજી' રાજાને સાથે
લઈને તિર્થરાજની ચોતરફ ફરવા નીકળે છે. એક શિખર
દેખીને ભરતેશ્વરે કહ્યું, કે આ શિખર કોનું છે ? શક્તિ-
સિંહે કહ્યું. કે આ તાલધ્વજ પર્વત છે. ને બાહુબળજીએ
અહિં કાઉસ્સગ કર્યો હોવાથી તેને બાહુબળી ટુંક પણ કહે-
વાય છે. વળી બીજું શિખર દેખીને પૂછતાં ઉત્તરમાં કદં-
બગિરી પર્વત કહ્યો. એ બંનેનો ઉદ્ધાર ભરતે કરાવ્યો.
એક જટાધારી તાપસને દેખી ભરતે પૂછયું. તો તાપસ
કહે કે હે મહારાજા ! મને શ્રી આદિશ્વર ભગવાને કહ્યું
છે કે જ્યારે આઠમા તિર્થંકર 'ચંદ્રપ્રભુ' થશે, ત્યારે તું
આ તિર્થેજ સિદ્ધિપદ પામીશ. તેથી હું પ્રભુશ્રીનું ધ્યાન
ધરતો ઇહાં બેઠો છું. તે સાંભળી તે સ્થાનકે ચંદ્રપ્રભુનો
એક પ્રસાદ કરાવ્યો. વળી શેત્રુંજી નદિના સામે એક પર્વત
છે. ત્યાં મલેચ્છ લોકોએ રોગ મૂકયાથી ઘણા માણસો મ-
રવા લાગ્યા. તેથી એક ચારણ મુનિએ ભરતને કહ્યું કે આ
શેત્રુંજી નદિનું પાણી છાંટતાંજ રોગ મટશે. એટલે તેમ
કરતાંજ રોગ મટયો. પણ ભરતરાજાનો એક હાથી મરણ
પામ્યો. તેથી ત્યાં હસ્તિનાગપુર ( હાથસણી. ) ગામ વસા-
વ્યું ને હસ્તિકલ્પતિર્થ પ્રગટાવ્યું જેને હાલ 'હસ્તિગિરી

કહે છે વળી એક શિખરને જોઇ ભરતે જાણુવા માગ્યુ કે અહીં શુ છે શકિતસિંહે કહ્યુ કે સ્વામિન ! શ્રી નમિરાજાની ચચો આદિ ૬૪ પુત્રીઓ અણુસણુ કરીને 'ચૈત્રવદી ૧૪' ના મોક્ષમા જવાથી 'ચર્ચગિરી' નામ થયુ છે જ્યારે સઘ લઇને વિનિતાથી નીકળ્યા ત્યારે રસ્તામા સઘભક્તિ, અને તિર્થયાત્રા કરતા કરતા તળેટીયે આણુંદથી પહોચ્યા તેથી તે જગ્યાએ 'આણુંદપુર' ગામ તળેટીમા વસાવ્યુ જે હાલ તારગા તિર્થથી પાચ કોશ દૂર વડનગર ગામ પ્રસિદ્ધ છે તેના પડખે એક 'કુડ' અને 'પગલા' જીરણુ થઈ ગયેલા દેખી ભરતે ઇદ્રને પૂછ્યુ, કે આ કોના છે ? ઇંદ્રે કહ્યુ કે ગઇ ચોવીશીના પ્રથમ તિર્થકર 'કેવળનાણી' ના પગલા છે ને આ ભરત નામે કુડ છે પછી ભરતેશ્વરે તેનો ઉદ્ધાર કરાવ્યો અને તિર્થ ઉપર ચઢીને ઉદ્ધાર નવો કર્યો જે આ ચોવીશીના કાળમા પ્રથમ ઉદ્ધાર શ્રી શેત્રુંજયનો બહુ મૂલ્યવાન કર્યો પ્રભુજીનો મોટો પ્રાસાદ વાર્દ્ધિક પાસે કરાવ્યો ને પિતાની પ્રતિમા ભરાવી, પુડરિક ગણુધરની સ્થાપના કરી, રાયણુ નિચે પ્રભુના ચરણુ સ્થાપ્યા, મારૂદેવીમાતા, સુનદા, સુમગળા, તથા નવાણુ ભાઈ, અને બ્રાહ્મી તથા સુન્દરી પ્રમુખની યથાયોગ્ય પ્રતિમા કરાવીને ભરાવતા હવા કવડજક્ષને તિર્થનો અધિષ્ઠાયિક કર્યો હવે ઇંદ્રે માળ ભરતરાજાને પહેરાવી એટલે

સંઘ ગિરનાર તરફ ચાલ્યો. હવે પ્રભુજીએ જે રીતે તિર્થ પ્રભાવ કહ્યો તે પ્રમાણે અત્રે ટાંકયો છે. જેમણે સુવર્ણ ચોર્યું હોય. તે જો આ તિર્થે આવી ચૈત્રીપૂનેમનો ઉપવાસ કરી જાત્રા કરે તો શુદ્ધ તે આત્મા બને છે.' 'રત્નની-ચોરી કરનાર કાર્તકમાસના સાતદિવસ ત્રીકરણશુદ્ધે તપ કરીને યથા શક્તિ આ તિર્થે દાન આપે તો શુદ્ધ થાય છે. 'જેણે વસ્ત્ર ચોર્યા હોય તે સાત આંબિલનો અત્રે તપ કરી જાત્રા કરે તો શુદ્ધ થાય છે. 'મોતી તથા પરવાળાં ચોરનાર અત્રે પંદરદિવસ ત્રિકાળ જિનપૂજા કરતા થકા પંદર આંબિલ કરે તો શુદ્ધ થાય છે.' 'રૂપું, ત્રાંબુ, કાંસુ, ને પીતળના ચોરનારા આ સ્થાનમાં 'પરમાર્ધ' નામનો તપ સાત દહાડા પૃથક પૃથક કરતા શુદ્ધ થાય છે.' વળી ધાન્ય અને જળનો ચોરનાર અત્રે આવીને સુપાત્રદાન દેતાં શુદ્ધ થાય છે. ગાય, ભેંસ, ઘોડા, ને હાથીનો ચોરનારો અહિં આવીને ભક્તિપૂર્વક ઉલ્લાસથી જિનેશ્વરનું ધ્યાન ધરતો થકો શુદ્ધ થાય છે. અને દિક્ષિત સ્ત્રી, કુંવારી, સધવા, વિધવા, વટલેલી, ને ગુરૂ યા વડીલની સ્ત્રી સાથે ભોગ ભોગવનાર અત્રે આવી જિનનું ધ્યાન ધરતો છ માસ સૂધી તપ કરે તો શુદ્ધ થાય છે. અને બીજાના ચૈત્ય, ઘર, પુસ્તક, તથા પ્રતિમાદિ વસ્તુ ઉપર દુષ્ટ બુદ્ધિએ આ મારૂં છે, એમ માનતો થકો પોતાનું નામ લખે તો તે માણસ

છ માસ સૂધી અત્રે આવી સામાયિક કરતા શુદ્ધ બને છે કહો, આવો પ્રભાવ અન્ય કોઇ તિર્થનો કે સ્થાનનો નથી ધન્ય છે શ્રી સિદ્ધગિરીજીને ! ! વળી હે ઇંદ્ર ! ફક્ત શેત્રુજયનુ નામ સાભળવાથી જે મહાન્ ફળ છે, ને તેનુ મહાત્મ્ય શ્રવણ્યાથી જે પુણ્ય થાય તેના કરતા ક્રોડ ગણુ પુણ્ય તેની સમીપ જવાથી થાય છે ને નજરે દેખ્યાથી અનતગણ્રા ફળવાળુ પુણ્ય બધાય છે વળી ત્યાં જતા સઘની ભક્તિ તથા સન્માન કરે તો છેવટે મોક્ષ પહોચે છે હવે શેત્રુજી નદિનો મહિમા અને પ્રભાવ ભગવાને આ પ્રમાણે કહ્યો આ નદિના જળ સ્પર્શથી કીર્તિ, લક્ષ્મિ, ને બુદ્ધિ પ્રાપ્ત થાય છે ને સિદ્ધિઓ વશ થાય છે પક્ષીઓ પણ પવિત્ર માનીને પાણી સ્પર્શે તો તેને પણ પાપમેલ ચોટતો નથી જેઓ શકા વિના આસ્થા રાખી પાણીને ઉપયોગમા લેતા રોગી માણસો નિરોગી બને છે, જો છ માસ સૂધી આ નદિનુ પાણી પીએ, અને કાઠા ઉપરના ખાદ્ય ફળ ખાય તો જરૂર કફ, વાયુ, ને પીતના રોગ મટે છે ને શરીર કાતિવાન બને છે વળી વિદ્યાભ્રષ્ટને વિદ્યા, રાજભ્રષ્ટ ને રાજ, અને સુખ ભ્રષ્ટને સુખ, ક્રિડા માત્રમા આ નદિ આપે છે, માટે તેમા સ્નાન કરી શુદ્ધવસ્ત્ર પહેરી જિનેશ્વરનો અભિષેક શુદ્ધભાવે કરતા મોક્ષ સુખને આપનાર આ નદિ પ્રભાવશાળી જાણવી હવે

રાયણુનો મહિમા નિચે પ્રમાણે છે. શ્રીમાન્ તિર્થંકર ઋષભદેવથી વર્તમાન કાળે ભૂષિત, દૂધની ધારાને ઝરતી પ્રાયઃ સદા શાશ્વતી આ એકજ રાયણુ છે. મનની એકાગ્રતાથી જો સોના રૂપાથી કે મોતીથી વધાવીને ચંદનવડે પૂજે તો સ્વપ્નમાં આવીને શુભાશુભને કહી આપે છે. ભૂત રાક્ષસાદિથી ભય પામેલ માણુસો આ રાયણુને પૂજે તો ભયથી મુક્ત થાય છે. અને એકાંતર, તરીઓ, ને ચોથીઓ તાવ આવતો હોય તો તે ઉતરી જાય છે. વળી બે મિત્રો કે બ્હેનપણીઓ થતાં આ રાયણુને શાક્ષીરૂપ કરે તો તે સારૂં સુખ પામે છે. આ રાયણુની નિચે પડી ગયેલી છાલ, પાંદડા, અને તેના થાળાની માટી લઇને તેનું પાણી કરી શરીરને લગાવે તો દુષ્ટ કુષ્ઠાદિ રોગો નાશ પામે છે. પણુ તે શુદ્ધભાવે અંતરથી સ્મરણુ કરનારને ફળે છે. તેના પાંદડે પાંદડે, દરેક થડે, ને મૂળ સૂધી દેવતાનો વાસ છે. માટે તેની આશાતના નહિં કરવી. પૂર્વં નવાણુંવાર પ્રભુ શ્રી આદિનાથ સમોસર્યા તે આ રાયણુની નિચેજ.

હવે આ તિર્થાધિરાજ ઉપર અનંતા ઉદ્ધારો થઇ ગયા. પણ હે ઇંદ્ર! આ કાળે મોટા સત્તર ઉદ્ધારો આ પ્રમાણે થશે. ૧ લો ઉદ્ધાર–ભરત ચક્રવર્તિરાજાનો મારા ઉપદેશથી. ૨ જો–શ્રી ભરતની આઠમી ગાંદીએ થતા 'દંડવિર્ય' રા-

જાનો ' ૩ જો-ઇશાનઇંદ્રનો, તે શ્રી સિમધરસ્વામીના ઉપ દેશથી ૪ થો-માહેદ્રઇંદ્રનો ૫ મો-શ્રી બ્રહ્મેદ્રનો, ૬ ઠ્ઠો-ચમરઇંદ્રનો ૭ મો-સગરચક્રવર્તિનો બીજા શ્રી અજિત-નાથના ઉપદેશથી ૮ મો-વ્યંતરના ઈંદ્રનો ૯ મો-ચદ્રજશા રાજાનો આઠમા ચદ્રપ્રભુના ઉપદેશથી ૧૦ મો-ચક્રાયુધ રાજાનો તે શ્રી સોલમા શાતિનાથના ઉપદેશથી ૧૧ મો-રામચદ્રજી (દશરથ પુત્ર) નો વીશમા મુનિસુવ્રતના વારે ૧૨ મો-પાચે પાડવનો તે બાવીશમા શ્રી નેમિનાથના ઉપ-દેશથી ઉદ્ધાર આ ચોથા આરાના છેડા સૂધી જાણવા હવે પાચમા આરામાના વિક્રમના સવત ૧૦૮ મા શ્રેષ્ઠી જાવ-ડશાહ ભાવડશાનો તે તેરમો ઉદ્ધાર થશે ૧૪ મો-બાહાડ મત્રીનો વિ મ ૧૨૧૩ મા થશે ૧૫ મો-મ ૧૩૭૧ મા સમરશાહ (તેલગદેશનો સ્વામી સમરસિગનો) થશે ૧૬-મો ચિતોડના શ્રેષ્ઠી કર્માશાહ તોલાશાહનો (જેહાલ વિદ્યમાન વર્ત્તે છે તે) અને ૧૭-મો વિમળવાહન રાજાનો છેહ્યા યુગ પ્રધાન દુપ્રસહ સૂરિના ઉપદેશથી પાચમા આ-રાને છેડે થશે આવા મોટા સતર ઉદ્ધાર દરેક ચોવીશીએ થયા, થાય છે, ને થશે તેના વચ્ચે નાના ઉદ્ધાર (જિર્ણો-દ્ધાર) ઘણાજ થયા કરવાના વિગેરે પ્રકાશ કર્યો હવે આ તિર્થનો પ્રભાવશાળી મહિમા વિશેષપણે વૃદ્ધિ પામ્યો જૂઓ, દ્રાવિડ અને વાલિખિલ્ન મુનિઓ દશ (૧૦) ક્રોડ

મુનિના પરિવારે કાર્ત્તકી પૂનેમે મોક્ષ ગયા. અને શ્રી પુંડરિક ગણધર પાંચક્રોડના પરિવારે ચૈત્રિપૂનેમે મોક્ષ પાસ્યાથી તે બે પૂનેમના ભારે મહિમાથી મેળાં ભરાય છે. ને દૂર દૂરના હજારો યાત્રુ વર્ત્તમાનમાં આવે છે. ફાગણ શુદ ૮ ના શ્રી આદિશ્વર ભગવાન ' પૂર્વનવાણુંવાર ' વારંવાર તેજ દિને આવી સમોસર્યાથી તે દિવસે પણ ' મેળો ' ભરાય છે. ને ફાગણ શુદ ૧૦ ના દિને ' નમિ વિનમી ' બે ક્રોડ મુનિના પરિવારથી મોક્ષે ગયા. તથા ફાગણ શુદ ૧૩ ના દિને ' સાંબ પ્રદ્યુમ્ન ( કૃષ્ણ વાસુદેવના પુત્રો. ) સાડીઆઠક્રોડ મુનિના પરિવારથી ભાડવા ડુંગરે ( ભદ્રકગિરી. ) મોક્ષ ગયા. આ દિવસે છ ગાઉની પ્રદક્ષણાનો સિદ્ધવડ તળેટીમા ' મહાન મેળો ' જમણ ભક્તિ પૂર્વકનો ભરાય છે. વળી પાંચહત્યાના કરનારા, કંડુ જેવા પાપીરાજા, અને ચંદ્રશેખરે પોતાની બેન સાથે ભોગ કર્યો તેવા અધર્મીઓ પણ આ તિર્થ સેવીને મોક્ષે ગયા છે. બાદ ચોથો મેળો અશાડ શુદ ૧૪ નો ચોમાસા માટેનો જાણવો, તથા આસો શુદ ૧૫ ના દિને પાંચે પાંડવો વીશક્રોડ મુનિપરિવારથી મોક્ષ પામ્યા છે. વળી ૯૧ લાખ નારદ મુનિઓ આખા કાળચક્રમાં મુક્તિ પામ્યા છે. વિગેરે શેત્રુંજય મહાત્મ્યથી વિસ્તાર જાણી લેવો. આવી રીતે શ્રી આદિશ્વરજીએ મહિમા કહ્યો. અને દરેક વેળા ઘણા જીવો

બોધ પામીને સ્વર્ગ અપવર્ગે જતા હવા, એવી દેશના પ્રભુજી દેતા હવા તેમને ૮૪ ગણધર, ૮૪૦૦૦ મુનિઓ, ત્રણલાખ સાધ્વિ, ત્રણલાખ પાચહજાર શ્રાવક, ને પાચલાખ ચોપનહજાર શ્રાવિકાનો પરિવાર થયો તે ખૂદ પોતાના હાથના વાસક્ષેપથી પોતાનોજ જાણવો હવે આયુષ્ય નજિક જાણીને અષ્ટાપદ પર્વતે ગયા એક માસની સલેષણા કરીને દશહજાર મુનિવરો સાથે મોક્ષે ગયા તેમને 'ગોમુખ' યક્ષ, અને 'ચક્રેશ્વરી' દેવી-યક્ષિણી-અધિષ્ઠાયિક થયા. આદિશ્વરભગવાનનુ શાશન ૫૦ લાખક્રોડ સાગરોપમ કાળ સૂધી ચાલ્યુ પછી બીજા તિર્થંકર થયા

---

## ત્રેવીશ પ્રભુ સિદ્ધક્ષેત્ર પધારતા વેળાનો બનાવ.

શ્રીમાન્ ઋષભદેવ પ્રભુના વશમા બીજા તિર્થંકર શ્રીમાન્ અજિતનાથ થયા તેઓ શ્રી સિદ્ધાચળજીમા સમોસર્યા અને ચોમાસુ રહ્યા તેમના સમયમા એક શિષ્યના ઉલખાનુ પાણી કાગડાએ ઢાળી નાખ્યાથી તેને શ્રાપ તે મુનિએ આપ્યો ત્યારથી તિર્થરાજ ઉપર 'કાગડાનુ આવવુ બધ થયુ' તે અદ્યાપિસૂધી તેમજ વર્ત્તાય છે વળી બીજા ચક્રવર્તિ 'સગરરાજા' થયા તેમણે સમુદ્ર લાવીને તિર્થરાજથી વીશ ગાઉ દૂર રાખ્યો અને અષ્ટાપદ પર્વતની

ફરતી ગંગામાંથી પ્રવાહ લઈ ખાઇ ખોદીને પાણી આણ્યું. એમ બંને તિર્થનું રખોપું રક્ષણ કર્યું. તેમના વખતમાં એકી સાથે ૧૭૦ તિર્થંકરો વિચર્યા એવો ઉત્કૃષ્ટ કાળ હતો. પછી ત્રીજા પ્રભુ **સંભવનાથ** થયા. તેઓ સિદ્ધાચળ સમોસર્યા. તેમના પછી ચોથા **અભિનંદન** પ્રભુ થયા. તેમના વખતમાં કવડજક્ષે કાશ્મીર દેશમાં નવો સિદ્ધાચળ શુકરાજાના કારણે રચ્યો. તેનું નામ 'શત્રુંજય' થયું જે વર્તમાનમાં વિશેષપણે વિખ્યાત નામ છે. પછી પાંચમા **શ્રી સુમતિનાથ** પ્રભુ પણ સિદ્ધાચળ સમોસર્યા. પછી શ્રી **પદ્મપ્રભુ** અને સાતમા શ્રી **સુપાર્શ્વનાથ** પણ સમોસર્યા. બાદ આઠમા **શ્રી ચંદ્રપ્રભુ** ને નવમા શ્રી **સુવધિનાથ**, દશમા **શિતળનાથ** અગિયારમાં **શ્રી શ્રેયાંશનાથ**, બારમા **શ્રી વાસુપૂજ**, તેરમા **વિમળનાથ**, ચોદમા **અનંતનાથ**, પંદરમા **શ્રી ધર્મનાથપ્રભુ** પણ શ્રી સિદ્ધાચળે પધાર્યા હતા. તેમના વખતમાં વિશેષ નવિન જાણવા યોગ્ય નથી. પછી સોળમા **શ્રી શાંતિનાથ** પ્રભુ સમોસર્યા. અને ૧૫૨૫૫૭૭૭ સાધુ સાથે ચોમાસુ રહ્યા. પ્રભુ એકજ ભવે ચક્રવત્તિની અને તિર્થંકરની પદવિ પામીને મનુષ્ય અને દેવકૃત છેલ્લામાં છેલ્લી સાહિબી ભોગવનારા થયા. તેમના વારે 'તાપસગિરી' નામે સિદ્ધાચળનું શિખર પ્રગટયું, પ્રભુજી રહ્યા તે ઠેકાણે એક દૂર્ધંર સિંહે આવી પ્રભુને મારવા માટે

ફાળ મારી તે ફાળ સિંહ ચૂક્યો એમ ત્રણ ફાળથી ફાવ્યો નહિ, ત્યારે પ્રભુને નમન કર્યું પ્રભુએ પૂર્વભવ તેનો કહી પ્રતિબોધ્યો તે મરણ પામીને આઠમા દેવલોકમા ગયો ત્યા અવધિથી જાણ્યુ કે મારા ઉપકારી શાતિનાથ-પ્રભુ છે તેથી દેવે શાતિનાથજીનુ દહેરાસર કરાવ્યુ ને તે વનનુ નામ 'સિંહસાવન' નામ રાખ્યુ આ શાતિનાથની પૂજા ભક્તિ કરે તેના મનોવાછિત દેવલોકે રહ્યો થકો પૂરે છે પછી સતરમા શ્રી કુન્થુનાથજી અને અઢારમા શ્રી અરનાથજી પ્રભુ થયા આ બને તિર્થંકરો શ્રી શાતિજિનની પેઠેજ એકજ ભવ ચક્રવર્તિની અને તિર્થંકરની પદવિ પામ્યા ને તિર્થાધિરાજમા સમોસરી ગયા હતા પછી ઓગણીશમા પ્રભુ શ્રી મલ્લિનાથજી થયા તે સ્ત્રીવેદમા ઉત્પન્ન થયાથી અચ્છેરૂ (આશ્ચર્ય) ગણાયુ છે વળી પોતે કુવારા રહ્યા થકા બ્રહ્મચર્ય પાળ્યુ એટલે પરણ્યા નહિ શ્રી સિદ્ધાચળતિર્થે સમોસર્યા હતા પછી વીશમા તિર્થંકર શ્રી મુનિસુવ્રત થયા તેમના વારે રામચદ્ર બળદેવ અને લક્ષ્મણ વાસુદેવ તથા રાવણ પ્રતિવાસુદેવ થયા અને આભા-પુરીનો 'ચદરાજા' જેને અપરમાતા વીરમતિએ કુકડો બનાવી દીધો હતો તે સોળ વર્ષે શ્રી શેત્રુજયના સૂર્યકુડના જળ પ્રભાવથી પુન પુરૂષ મૂળ રૂપે થયો વળી અશ્વાવબોધ તિર્થ એ પ્રભુનાવારે ભરૂચમા પ્રગટ્યુ તેઓ પણ શ્રી સિ

દ્ધાચળજી આવી સમોસર્યા હતા. બાદ એકવીશમા શ્રી નમિનાથ તિર્થંકર થયા. તેઓ પણ શ્રી તિર્થાધિરાજ શેત્રુંજે સમોસર્યા હતા. પછી બાવીશમા પ્રભુ શ્રી **નેમિનાથજી** થયા. તેઓ બાળ બ્રહ્મચારી પણે રહીને દિક્ષા લઇને ગિરનાર તિર્થે જઇને જ્ઞાન તથા મોક્ષ, લક્ષ્મિ ને મેળવી. તેઓના વારે બળભદ્ર અને કૃષ્ણ વાસુદેવ તથા જરાસંધ પ્રતિવાસુદેવ થયા. તેમના વખતમાં અજિતશાંતિ સ્તવન તેમના શિષ્ય નંદિષેણે બનાવ્યું. વળી પાંચ પાંડવો તેમના વારે થયા. તે આસોશુદિ ૧૫ ના વીશ ક્રોડ મુનિઓથી, સાંબપ્રદ્યુમ્ન ફાગણ શુદ ૧૩ ના સાડાઆઠ ક્રોડ મુનિથી, તથા દેવકીજીના ૭ પુત્રો, શેલંગમુનિ, થાવચ્ચા પુત્ર વિગેર સંખ્યાબંધ મુનિ પરિવારે શ્રી સિદ્ધાચળજી ઉપર મોક્ષ પામ્યા છે. વળી પ્રભુના વરદત્ત ગણધર શ્રી સિદ્ધાચળ તળેટી ઉપર આવીને પાછા ગિરનાર તરફ વળ્યા છે. આ ચોવીશીમાં શ્રી નેમિશ્વર એકજ, શ્રી તિર્થાધિરાજે પધાર્યા નથી. બાદ શ્રી **પાર્શ્વનાથપ્રભુ** ત્રેવીશમા તિર્થંકરના સમયમાં કમઠયોગીના હવનમાં હોમેલ બળતા લાકડામાંથી ખૂદ પ્રભુએ **સર્પ** બળતો કાઢીને તેમને નવકાર મંત્ર સંભળાવ્યો. તે તુર્ત મરીને નાગકુમાર ભુવનપતિનો ‘ ધરણિંદ્ર નામે ઇંદ્ર થયો. બાદ પોતાના ભાઇ કાશીના રાજા હસ્તિસેનને પ્રબોધીને શ્રી સિદ્ધાચળજીનો સંઘ કઢા-

વ્યો, પ્રભુપણ સિદ્ધાચળ સમોસર્યા હતા બાદ છેલ્લા–ચો–વીશમાં પ્રભુ **શ્રી મહાવીરસ્વામી** થયા તેઓ શ્રી સિદ્ધાચળ પધારી સમોસરણે રાયણ નિચે બિરાજીને બાર પર્ખદા વચ્ચે દેશના દીધી તેમા તિથમહિમા વર્ણવ્યો, તેમના સમયમા ' ચિલ્લણ તલાવડી ' તેમના શિષ્યના નામે પ્રગટી તે હજુ વિદ્યમાન જયવત છે વળી ક ડુનામે રાજા સાતવ્યસનનો શેવનાર પણ સિધ્ધાચળ ઉપર કર્મખપાવી મોક્ષ ગયો વળી જૂનાગઢનો રાજા પર્ખદામા બેઠો હોવાથી કહ્યુ કે તારા વશમા ' મહિપાળ ' નામે રાજા કોઢ રોગવાળો દુર્ગંધ મારનારો થશે તે સૂર્યકુન્ડના પાણીના પ્રભાવે સારો થશે ને તિર્થના શરણે રહી મોક્ષ પામશે, વિગેરે વિગેરે ચોવીશ પ્રભુમા પ્રથમનુ એક જીવનચરિત્ર અને ત્રેવીશના સમયમા જાણવાયોગ્ય પૉઇન્ટ બતાવી શ્રી શત્રુજય મહાત્મ્યમાના તિર્થંકર ચરિત્રો ઇણવિધ દેખાડયા છે

---

## આવતી ચોવીશીના તિર્થંકરો.

| નામ | કોનો જીવ | હાલ કયા છે |
|---|---|---|
| ૧ પદ્મનાભ | શ્રેણિકરાજા | પહેલે નર્કે |
| ૨ સૂરતેજ | સુપાર્શ્વ | ભુવનપતિ |
| ૩ સુપારસજિન | ઉદાયિ | ભુવનપતિ |
| ૪ સ્વયપ્રભુ | પોટીલ | ચોથા દેવલોક |

| | | |
|---|---|---|
| ૫ સૂરદેવ | દ્રઢકેતુ | બીજા દેવલોક |
| ૬ દેવશ્રુત | કાર્તિકશેઠ | પહેલા દેવલોક |
| ૭ ઉદયજિન | શંખ | બારમા દેવલોક |
| ૮ પેઢાલજિન | આણંદ શ્રાવક | પહેલે દેવલોક |
| ૯ પોટીલનાથ | સુનંદા | પંચમ દેવલોક |
| ૧૦ સતકીર્તિ | સતત | ત્રીજી નર્કે |
| ૧૧ મુનિસુવ્રત | દેવકીજી | બારમે દેવલોક |
| ૧૨ અમમનાથ | કૃષ્ણ | ત્રીજી નર્કે |
| ૧૩ નિષ્કષાય | હર્ષકીર્ત્તિ | પંચમ દેવલોક |
| ૧૪ નિષ્પુલાક | બલદેવજી | પંચમ દેવલોક |
| ૧૫ નિર્મમનાથ | સુલસા | પંચમ દેવલોક |
| ૧૬ ચિત્રગુપ્ત | રોહિણી | ઇશાન દેવલોક |
| ૧૭ સમાધીનાથ | રેવતી | અચ્યુતદેવલોક |
| ૧૮ સંવરજિન | સંભાળ | આઠમે સ્વર્ગે |
| ૧૯ યશોધર | દ્વિપાયન | અગ્નિકુમારમાં |
| ૨૦ વિજય | કોણીક | બારમે સ્વર્ગે |
| ૨૧ મલ્લિનાથ | નારદ | પાંચમે સ્વર્ગે |
| ૨૨ દેવજિન | અંબડ | બારમે સ્વર્ગે |
| ૨૩ અનંતવિર્ય | અમર | નવગ્રૈવેયકે |
| ૨૪ ભદ્રંકર | સ્વયંબુદ્ધ | સર્વાર્થસિદ્ધે |



## પ્રકાશ ૪ થો.

## કિરણ ૧૫ મું.

---

### સ્તવનસમુદાય—

રાગ–કાફી.

હમ જાનત હે તુમ તારોગે ॥ હમ૦ ॥ નાભીરાયા મારૂદેવીકે નંદન, મેરી ઓર નિહારોગે ॥ હમ૦ ॥ આદિજિનેશ્વર અંતરજામી, સ્વામી કછુનં વિચારોગે ॥ હમ૦ ॥ જગજીવન જગતારક તુમહો, એહી બિરૂદ સંભારોગે ॥ હમ૦ ॥ શ્રી જિન સૌભાગ્ય સૂરિંદકુ સાહેબ, ભવજળ પાર ઉતારોગે ॥ હમ૦ ॥

---

હોરી–સાવરો, સુખદાઇ દશા.

કંચનગિરી દર્શન પાઇ, મુગતિ મેરી નેડ આઇ ॥ અચલી૦॥ રૂપભાદિક જુહારી જય તળેટી સુ વધાઇ, રા–

ચબહાદુર બાબૂસાહિબ; ધનપતિ ટુંક બનાઇ ॥ સુ૦ ॥ ૧ ॥ શેઠ મોતીશાની ટુક સુરાજત. રાજત રંગ સવાઈ; ઋષભ-જિનંદ દયાનિધિ નિરખ્યો, જિનસે તિર્થ બડાઇ ॥ સુ૦ ॥ ૨ ॥ ટુંકે મનોહર મનહર લીનો, નરશી કેશવજીકી ભાઈ; દર્શ કરી ફરી શાંતિ જુહારો, શિવસુખ પદવી પાઇ ॥ સુ૦ ॥ ૩ ॥ મોતીહાર વિહાર વિમલવશી, ઉર્વશી હસી હસી આઇ; ધસી ધસી નાથ સુનંદાનો નમીયે, ગણધર રાયણ આઇ ॥ સુ૦ ॥ ૪ ॥ ચિત્ત ઉલ્લસી બાલાવશી નમીયે. ભાવ ભલો મનલાઇ; નાભિનરેશ્વર નંદન નીકો, બેઠો તિરથ ઠાઇ. ॥ સુ૦ ॥ ૫ ॥ ગગન મગન ગંગાજલ ગિર ગયો, હેમગિ-રી બેઠો આઇ; મરૂદેવા અંગજ મંદિર રચિયો, સાકર પ્રેમ કમાઇ ॥ સુ૦ ॥ ૬ ॥ ટુંકે અજિત જીનેશ્વર રાજા, સંઘપતિ હેમાભાઇ; નંદીશ્વર આજ નયને નીરખ્યો, ધન્ય તું ઉજમ બાઇ ॥ સુ૦ ॥ ૭ ॥ શેઠ મગનભાઇ ટુંક સુરં-ગી; પાસ ચિંતામણી પાઇ; છીપાવશી ક્ષણ ક્ષણ મન આ-વે, શાંતિ અજીત નવાઇ ॥ સુ૦ ॥ ૮ ॥ ખરતર વશી જશ શશીસમ છાયા, પરિકર કિરણા છાઇ; આદિ વિધાતા શા-શન કેરો, ચઉવિધ બેઠો બનાઈ ॥ સુ૦ ॥૯॥ કાતિક પુનમ વેદ બાણ નિધિ, શશિ વર્ષે નિતુ ગાઇ; કાંતિવિજય આતમ પદ લીનો, કર્મકાટનમેં સહાઇ. સુ૦ ॥ ૧૦ ॥

---

## શ્રી વીરજિન-સમોસરણનું સ્તવન.

આપ બિરાજો ચદન ચોમ્મે—એ દેશી.

મહાવીરસ્વામી સમવસરણે દિએ દેશના ॥ આકણી॥ ઇંદ્રાદિક દેવો મીલી હર્ષે, સમવસરણ બનાવે, વાયુકુમાર સુગંધી વાયુ, પ્રથમ આય ચલાવેરે ॥ મહાવીર૦ ॥ ૧ ॥ મેઘકુમાર સલીલ સુગંધી, ભાવકરી વરસાવે, જોજન એક ભુમિકે ભિતર, પંચવર્ણી ફૂલ બિછાવેરે ॥ મહાવીર૦ ॥ ૨ ॥ જલથલના ઉપન્યા તે ફૂલો, રાયપસેણી બતાવે, અધોવૃંત ઉપરથી હસતા, જાનુ પ્રમાણુ સ્થા ઠાવેરે ॥ મહાવીર૦ ॥ ૩ ॥ વ્યંતરના ઇંદ્રે જડી ભૂમિ, ફૂલથકી ફર માવે, કામદેવને કામણ જ્યું, છોડદીયા શુભ ભાવેરે ॥ મહાવીર૦ ॥ ૪ ॥ જોજન એક ભુમીકા વ્યાપી, રૂપાકા ગઢ ઠાવે, કંચન કાગરા માડી ઉપર, ભુવનપતિ ફળપાવેરે ॥ મ૦ ૫ ॥ જ્યોતષિ દેવોનો મધ્યે ગઢ, સોનાનો વળી થાવે, રત્નકાગરા બેઠા તે પર, લોકના શિર નચાવે રે ॥ મ૦ ॥ ૬ ॥ રત્નગાલ વૈમાનિક દેવો, તીસરો જાઇ અડાવે, મણીકાગરા કિરણે વ્યાપ્યાં, નાના તે રંગ દિખાવેરે ॥ મ૦ ॥ ૭ ॥ મણી પિઠિકા મધ્યે દેવો, ચૈત્ય વૃક્ષ એક વાવે, પાદપીઠ સિંહાશન ઉપર, છત્ર તે તિન લગાવેરે ॥ મ૦ ॥ ૮ ॥ પૂર્વ તરફના દરવાજેથી સમોસરણમા આવે, પ્રભુ-

ની આગે રવીમંડલસમ, ધર્મચક્ર વલી ધાવેરે ।।મ૦।।૯।। પૂર્વદિશા સન્મુખ સિંહાસન, ઉપર સ્વામી સુહાવે; વ્યંતર વિભુના તિનરૂપકરી. તિનદિશી પધરાવેરે. ।। મ ૦ ।। ૧૦ ।। તેહના સમવસરણુની રચના, ધનપતસિંગ કરાવે; રાણી મેનાકુમારી તેહની, મોતીડે પ્રભુને વધાવેરે. ।। મ ૦ ।। ૧૧ ।। સોનાકા જવ ચાંદી ચાવલ, સ્વસ્તિક લાઇ સંજાવે; પ્રભુ ભક્તિ કરે તેહને સાહિબ, શિવલક્ષ્મિ પરણાવેરે. ।। મહાવીર ૦ ।। ૧૨ ।।

---

## સમેતશિખરગિરીનું સ્તવન.

એસી વિધ તેને પાઇરે કછુ કરણી કરજા—એ ચાલ. ।। હોરી ।।

શિખરગિરી સુખકારીરે, જાણી વીશ જિણંદા. ।। આંકણી. ।। સાધુ સમુહસહિત ઇંહાં આવી, સિધ્યા અણસણ પાળીરે. ટાળી ભવફંદા. ।। શિ૦ ।। ૧ ।। ચક્રી સગર છખંડ સુખ છાંડી, મુક્તિ વર્યા ઇહાં ધ્યારીરે, મહા મોટા મુણિંદારે. ।। શિ૦ ।। ૨ ।। શાંતિનાથ સુતરાજ ઋષિશ્વરે, તે પણ રાજને ટાળીરે; ઈહાં હુવા યોગિંદા. ।। શિ ૦ ।। ૩ ।। ઇત્યાદિક બહુ મુનિવર મોટા, પામ્યા ઈહાં ભવપારી; હુવા શાંત જ્યું ચંદા. ।। શિ ૦ ।। ૪ ।। રાય ધનપતસિંગ બહાદુર અંગના, રાણી મેના કુમારીરે; ધારી હર્ષ અમંદા.

॥ શિ૦ ॥ ૫ ॥ સઘ સહિત શામલા જિન પૂજિ, હીરા જડિત સોપારી ગે, આની સૂરતરૂકતા ॥ શિ૦ ॥ ૬ ॥ મુક્તાફળ સ્વસ્તિક કે ઉપર, અતિ ઉત્તમ ફળ ધારી, તસ હેથ ઠરડા ॥ શિ૦ ॥ ૭ ॥

## શાતિનાથનુ સ્તવન.

॥ રાગ ભૈરૂ. ॥

આગણુ કલ્પ ફલ્યોરી હમારે માઇ, ॥ આ૦॥ રિદ્ધિ વૃદ્ધિ સુખ દાયક, શ્રી શાતિનાથ મિલ્યોરી ॥ હમારે ૦ ॥ કેસર ચદન મૃગમદ ભેલી, માહિ બરાસ મિલ્યો રી ॥ પૂજત શ્રી શાતિનાથજી કી પ્રતિમા, અલગ ઉદ્દેગ ટલ્યો રી ॥ હમારે૦ ॥ શરણે રાખ કૃપાકર સાહિબ, જ્યુ પારેવો પલ્યોરી ॥ સમયસુદર કહે તુમારી કૃપાસે, હુ રહી ર્યુ સોહિલોરી ॥ હમારે માઈ ॥ આગણુ૦ ॥

## શ્રી આદિનાથનું સ્તવન.

રાગ ભૈરૂ.

દેખોરે આદિશ્વર સ્વામી, કૈમા ધ્યાન લગાયાહે ॥ કર ઉપર કર અધિક બિરાજે, નાસા ધ્યાન લગાયાહે ॥ કેવળ નાણુ ઉપાઇ જિનેશ્વર, મુક્તિ રમણીકુ ચાયા હે ॥ દે૦

॥ ૧ ॥ દશ વિધ પૂજા રચના જિનકો, સબમિલ મંગલ· ગાયાહે. ॥ સેવે સોહી લહે સુખસંપદ, સબસંતન મિલ ગાયા હે. ॥ દે૦ ॥ ૨ ॥ સૂરનર મુનિજન ભક્તિ કરતહે, છબી દેખત મન ભાયા હે. ॥ તિન લોકમેં મહિમા તેરી, ચંદખુશાલ ગુણ ગાયા હે. દે૦ ॥ ૩ ॥

---

## અથ વીરજિન સ્તવન.

### રાગ–ભૈરૂં.

વીરપ્રભુ ત્રિભુવન ઉપગારી; જાન શરણ હમ આયે હે. ॥ વીર ૦ ॥ પાવાપુર સ્વામી દર્શન પાયો; દુખ સબ દૂર ગમાએ હે. ॥ વીર ૦ ॥ કેવળ પાયા પાવાપુર આયે, સમવસરણ વિરચાયે હે. ॥॥ સંઘચતુર્વિધ સ્થાપના કરકે, શિવપુર પંથ ચલાયે હે. ॥ વીર૦ ॥ મહિમંડલ વિચરત જિનવરજી; બહુ ચેતન સમજાયે હે. ॥ તીનલોકમેં અદ્ભુત મહિમા, સૂરનર મુનિજન ગાયે હે. ॥ વી ૦ ॥ ચરમ ચો· માસુ પાવાપુર આયે, કર સબ કર્મ ખપાયે હે. ॥ વીર૦ ॥ સોલે પ્રહરલગ દેશના દેતા, પરમ પરમ પદ પાયે હે ॥ વીર ૦ ॥ ૪ ॥ અમ્રત ધર્મ સુવાચક પ્રભુકે, દરશન કર હુલસાયા હે. ॥ તીસ ક્ષમાકલ્યાણ સુભાવે, શાશન પતિ ગુણ ગાયે હે. ॥ ૫ ॥ વીર૦ ॥

---

## દોદીયુ.

રાગ-ગજલ.

ઘડી ઘડી પલ પલ છિન છિન નિશદિન, પ્રભુકી સ્મ રણ કરલેરે ॥ ઘડી૦ ॥ પ્રભુ સ્મરણ સબ પાપ કટત હે, અશુભ કરમ સબ હરલે રે ॥ ઘડી ૦ ॥ મનવચ કાય લગી ચરણન નિત, જ્ઞાન હૈયે મે ધરલે રે ॥ ઘડી૦ ॥ દોલત રામ પ્રભુ ગુણ ગાવે, મનવછિત ફળ વરલે રે ॥ ઘડી ૦ ॥

---

## અથ સમતાની હોરી.

મેં તો મમતાકુ દૂર ભગાઈ, આજ જિનરાજસે પ્રીત લગાઇ ॥ મેં૦ ॥ સમતાકી ઢાલ સવરકા ગોળા, શરધાકી તોપ ચઢાઇ ॥ મેં ૦ ॥ વિનય બારૂદ વિવેક પલિતા, તપ તલવાર બનાઇ ॥ મે ૦ ॥ શીયલ સન્નાહ સજમકી સેના, સત્ય સવેગ સહાઇ ॥ જ્ઞાન ગજેદ્ર સુમતિ પટરાણી, મન્ત્રી સતોષ સવાઇ ॥ મે ૦ ॥ દાન ચતુર સુખ ભલેરો, દયાકી ધજા ફરકાઇ ॥ ભાવ ભુવનમે ચેતન રાજા, નોબત તપ બજવાઈ ॥ મે૦ ॥ પાપ રિપુદળ જેર કરણકુ, એસી કર કે સઆઇ ॥ કહત અબીર ભવિક જિનવરસે, હોરી ખેલો ગુણ ગાઇ ॥ મે ૦ ॥ આજ૦ ॥

---

## પાર્શ્વનાથનું સ્તવન.

કૌન રમે ચિત કૌન રમે, વામાનંદ વિના ચિત્ત કોન રમે. ॥ નેમિરાજી ચિત્ર વિલોકી, અશ્વસેન સુતકામ દમે. ॥ વમ્માનંદ ૦ ॥ પારસ પારસ રસકે દાતા, અહિલંછન સે સુખગમે. ॥ વમ્માનંદ ૦ ॥ નયર બનારસ જન્મ લિયો હે; દર્શન દેખત દુઃખશમે. ॥ વમ્માનંદ ૦ ॥ ઘેબર ખાજાં ભોજન પીરસ્યાં, કુકશ બાકુશ કૌન જમે? ॥ વમ્માનંદ૦ ॥ નીલવરણુ પ્રભુ કાંતિકે આગે, મરકત મણી સવી દૂર ભમે. ॥ વમ્માનંદ૦ ॥ સેવક ચિંડાલીયા અરિહંતને પામી, હરીહર બ્રહ્મા કૌન નમે. ॥ વમ્માનંદ૦ ॥

---

## સિદ્ધગિરી સ્તવન.

સિદ્ધગિરી કો મેરી બંદનારે; તિર્થપતિકો મેરી બંદનારે. ॥ ટેક.॥ બંદના પાપ નિકંદનારે; તિર્થ ૦ ॥ ભવદુખ વારણુ શિવસુખ કારણુ; દર્શન હુઆ નાભિનંદનારે ॥ તિર્થ૦ ॥ મારૂદેવી માયા રાયણ પાયા; પ્રણુમું ઋષભ જિણંદનારે. ॥ તિર્થ૦ ॥ અહનિશ ચાહુ ધ્યાન તુમારો; જ્યું ચાતક મન હે ચંદનારે. ॥ તિર્થ૦ ॥ સેવક ચોથમલ શરણે તુમારે; કર્મ કાટો તળેટી મંડનારે. ॥ તિર્થ૦ ॥

---

## પાર્શ્વજિન સ્તવન.

પ્રભુ પારસ મન હરલિયો હમારોજી, કામણગારો જી પ્રભુ ૦ ॥ ટેક ॥ મનડો વશકર લિયો હમારો, એસો જાદુ ડારોજી ॥ તુમબિન નહિ કો દેવ જગતમા, દુસરો લાગત પ્યારોજી ॥ પ્રભુ૦ ॥ શિખરજી આકે મહોત બ ધાયો, દેખ્યો રવી દુજો ઉજવાયોજી ॥પ્રભુ૦॥ દિનમે રૂપ કેઇ તુમહિ પ્રગટે, સબદેવનમે ન્યારોજી ॥ પ્રભુ ૦ ॥ કેસર ચંદન મૃગમદ ઘસકર, પૂજુ અંગ તુમારોજી ॥ પ્રભુ૦ ॥ સેવક ચોથમલ યહિ અરજહે, ભવસાગરસે તારોજી ॥પ્રભુ૦॥

---

## અથ ઋષભદેવની હોરી—

જય બોલો ઋષભ જિનેશ્વરકી, જ મ અયોધ્યા માતા મારૂદેવા, નાભિનંદન જગતેશ્વરકી ॥જય૦॥ ધનુષ્ય પાચસે કાયા જિનકી, લછન વૃષભ પરેશ્વરકી ॥જય૦॥ લખચોરાશી પૂરવ આયુ કુલ ઇક્ષ્વાકુ કરેશ્વરકી ॥જય૦॥ દાસ ચુની પ્રભુ સેવા ચાહે, તારન તરન તારેશ્વરકી ॥ જય૦ ॥ ૪ ॥

---

## અથ કેસરિયાની ઠુમરી.

વારી જાઉરે કેસરિયા સાવરા ગુણ ગાઉરે ॥ મન

શુદ્ધ પ્રભુકો પખાળ કરાવું; કેશર અંગિયાં રચાઉં રે. ॥ કૃષ્ણાગરકો ધૂપ મંગાવું; કપૂરકી જ્યોત કરાવું રે. ॥ વારીજાઉ ૭ ॥ ચંપાકી કલિયાં ગુનગુન લાવું; મોગરા બિચ ગુંથાઉ રે. ॥ વારીજાઉ ૮ ॥ માન રૂપકી ચઘી અરજ હૈ; મનવંછિત ફળ પાંઉ રે. ॥ વારીજાઉ૦ ॥

---

## અથ વીરજિન સ્તવન.

### રાગ—ચલત.

નાથ કૈસે જંગુકો મેરૂ કંપાયો. નાથ૦ ॥ સિધારથ સુત નામ ધરાયો; ત્રિશલા રાણીનો જાયો. ॥ છપનદિશિ કુમરી મિલ આઈ; સૂચી કર્મ કરાયો. ॥ નાથનો ઇંદ્ર મહોચ્છવ તિહાં પ્રગટયો; મેરૂ શિખર લે આયો. ॥ ઇંદ્ર સિંહાસન લેકે બેઠો; મનસંદેહ ભરાયો. ॥ નાથ૦ ॥ અવધિજ્ઞાનસે તબ તિહાં દેખ્યો; અંગુઠે મેરૂ ચંપાયો ॥ શંશય હરણ ચરણ પ્રભુજી; કલસ ચારૂઢરાયો. ॥ નાથ૦ ॥ સિધારથ ઘેર આય કેરે; મંગળચાર ગવાયો. ॥ સુમન અધમકું નિજપદ દીજે; મનવંછિત ફળપાયો. ॥ નાથ૦ ॥

---

## અથ પાર્શ્વજિન સ્તવન.

જયબોલો પાસ જિનેસરકી; જય૦ ॥ મસ્તક મુગટ સોહે મન મોહન; અંગિયા સોહે કેશરકી ॥ જય૦ ॥

ત્રિભુવન જ્યોતિ અખંડિત તિનકો, શ્યામ ઘટા જૈસે જળ ધરકી ॥ જય૦ ॥ કમઠ ઉઠાય વાય જ્યુ વાદળ, જીત કરી અપને ઘરકી ॥ જય૦ ॥ બાલપણુમે અદ્દભુત જ્ઞાની, કરૂણા કીધી વિષધરકી ॥ જય૦ ॥ અષ્ટકરમ દળ સબ ખપાયે, શ્રેણી ચઢેવા શિવપુરકી ॥ જય૦ ॥ માતા વામા ઉદર જિન જાયો, રાણો અશ્વસેન નરેશ્વરકી ॥ જય૦ ॥ કહે જિનચંદ મેરે પ્રભુ પારસ, જૈસી છાયા સૂરતરૂકી ॥ જય૦ ॥

---

## શ્રી ઋષભદેવનું સ્તવન.

### બીજી અશરણ ભાવના—એ દેશી.

ભરતજી કહે સુણ માવડી, પ્રગટ્યા નવે નિધાન રે ॥ નિત્ય નિત્ય દેતારે ઓલભડા, હવે જુઓ પુત્રના માન રે ॥ ઋષભની શોભા શી કહું ॥ અચલી૦ ॥ ૧ ॥ અઢાર કોડાકોડ સાગરે, વસીયો નગર અનુપરે ॥ ચાર જોજનનું રે માન છે, ચાલો જોવાને ભુપરે ॥ ઋષભ૦ ॥ ૨ ॥ પહેલો રૂપાનો કોટ છે, કાંગરા કંચનસમ રે ॥ બીજો કનકનો કોટ છે, કાંગરા રતન સમાનરે ॥ ઋષભ૦ ॥ ૩ ॥ ત્રીજો રતનનો કોટ છે, કાંગરા મણિમય જાણુરે ॥ તેહમાં મધ્ય સિંહાસને, હુકમ કરે પ્રમાણુ રે ॥ ઋષભ૦ ॥ ૪ ॥ પૂર્વ દિશીની સંખ્યા સૂણો, પગથિયા વીશ હજારરે ॥ ઇણુપરે

ગણુતાં ચારે દિશે; પગથિયાં એંશીહજારરે. ॥ ઋષભ૦ ॥ ૫ ॥ શિરપર છત્ર ત્રણ જળહળે; તેહથી ત્રિભુવનરાયરે ॥ તીન ભુવનનો રે બાદશાહ ॥ કેવળ જ્ઞાન સહાયરે ॥ ઋષભ૦ ॥ ૬ ॥ વીશ બત્રીશ દશ સૂરપતિ; વળી દોય ચંદને સૂરરે ॥ દોય કર જોડી ઉભા ખડા; તુમ સુત ઋષભ હજૂરરે. ॥ ઋષભ૦ ॥ ૭ ॥ ચામર જોડી ચોવીશ છે, ભામંડલ ઝળકંતરે ॥ ગાજે ગગનેરે દુંદુભિ; ફુલ પગર વરસંતરે. ॥ ઋષભ૦ ॥ ૮ ॥ બારગુણા પ્રભુ દેહથી, અશોકવૃક્ષ શ્રીકારરે ॥ મેઘ સમાણીરે દેશના; અમૃતવાણી જયકારરે. ॥ ઋષભ૦ ॥ ૯ ॥ પ્રાતિહાર્યંજ આઠથી; તુમ સુત દિપે દેદારરે ॥ ચાલો જોવાને માવડી; ગયવર ખંધે અસવારરે. ॥ ઋષભ૦ ॥ ૧૦ ॥ દૂરથી વાજાં રે સાંભળી; જોવા હર્ષ ન માયરે ॥ હર્ષના આંસુથી ફાટિયાં; પડલ તે દૂર પલાયરે. ॥ ઋષભ૦ ॥ ૧૧ ॥ ગજવર ખંધથી દેખીઆં; નિરૂપમ પુત્ર દેદારરે ॥ આદર દીધાં નહિં માયને, માય મન ખેદ અપારરે ॥ ઋષભ૦ ॥ ૧૨ ॥ કેહનાં છોરૂને માવડી; એતો છે વિતરાગરે ॥ ઇણુપરે ભાવના ભાવતાં; કેવળ પામ્યા મહાભાગરે. ॥ ઋષભ૦ ॥ ૧૩ ॥ ગજવર ખંધે મુક્તિ વર્યાં; અંતગડકેવળી એહરે ॥ વંદો પુત્રને માવડી; આણી અધિક સ્નેહરે ॥ ઋષભ૦ ॥ ૧૪ ॥ ઋષભની શોભાને વરણવી; સમકિતપુર મોજારરે ॥ સિદ્ધગિરી મહા-

ત્ર્યે સાભળો, સઘને જયજયકારરે ॥ ઋષભ૦ ॥ ૧૫ ॥
સવત અઢાર એશીએ, માગશર માસ સુહાયરે ॥ દિપ
વિજય કવિરાયને, મગળમાળ સવાયરે ॥ ઋષભ૦ ॥ ૧૬ ॥

---

## શ્રી મહાવીરપ્રભુનુ સ્તવન,

વાલા વેગે આવો રે—એ દેશી.

ત્રિશલાના જાયારે, મહાવીર સહાયે આવજોજી ॥
નહિ આવો તો સેવકના થશે બેહાલ ॥ ત્રિશલા૦ ॥ ૧ ॥
દૈત્ય મહા મોહરે, વહાલા લાગ્યો પીડવાજી ॥ દીધા દુખ
કહેતા ન આવે પાર ॥ ત્રિ૦ ॥ ૨ ॥ કામને અજ્ઞાને રે,
સત્તા નિજ વાપરીજી ॥ બાળે ક્રોધ ઘડી ઘડી ક્ષણમાહિ
॥ ત્રિ૦ ॥ ૩ ॥ પથ પાખડ જાલેરે, વિટાયો છુ વેગથી
જી વિકાર વિષધરની લાગીરે ચોટ ॥ ત્રિ૦ ॥ ૪ ॥
પચમકાળે પૂરોરે, જમ જેવો બેસીઓજી ॥ સૂઝે નહિ ધર્મ
મારગની રીત ॥ ત્રિ૦ ॥ ૫ ॥ ગાડો ઘેલો તહારોરે, વહા
લા સેવક માનીનેજી ॥ તારો તારો ભવસાગરને તીર ॥
ત્રિ૦ ॥ ૬ ॥ ટળવળતો તહારો વાલારે, સેવક હાથ સા
હીનેજી ॥ નહિ તારો તો જાશે તુમારી લાજ ॥ ત્રિ૦
॥ ૭ ॥ તુહિ તુહિ સમરૂ રે, દુખીના બેલી આવજોજી
॥ શરણુ એક બુદ્ધિસાગરને છે તુજ ॥ ત્રિ૦ ॥ ૮ ॥

---

## શ્રી સંભવજિન સ્તવન.

### સુણો ચંદાજી સીમંધર૦ એ દેશી.

સુણો સંભવજી સુખદાતા સંસારે તુમ સમ કો નહીં; સુણો સંભવજી સર્વ સગામાં શ્રેષ્ટ સગા તુમ તો સહી—એ ટેક. સંસારી સગા સહુ સ્વારથના, તુમે તો પ્રભુ અંતર આતમના; હરતા સહુ સંકટ ભવ ભ્રમણા. સુણો ૧ પ્રભુ દ્વાદશ ગુણના ધારક છો, અષ્ટાદશ દોષ નિવારક છો; ભવિજનના પ્રભુ તુમ તારક છો. સુણો૦ ૨ દિન દુઃખીયાના પ્રભુ નાથ તમે, ગણધર સુરનર મુનિ પાય નમે; તુમ મૂરત મુજને બહુજ ગમે. સુણો૦ ૩ સુંદર મૂરત તુમ શાંત ખરી, નહીં રાગ નહીં દ્વેશ દિસે જરી; કરૂં જન્મ સફળ પ્રભુ સેવ કરી. સુણો૦ ૪ ભમતા જે જીવ ભવ જંગલમાં, લેપાતા કર્મરૂપી મલમાં; નિર્મલ કરતા પ્રભુજી પલમાં. સુણો૦ ૫ પ્રભુ વિનયપણે વિનતી ઉચ્ચરૂં. તુમકિરપાથી ભવ પાપહરૂં; ઝવેરાત નિજાતમ પ્રગટ કરૂં. સુણો ૬

---

## શ્રી અભિનંદનજિન સ્તવન.

### બલિહારી બલિહારી બલિહારી—એ દેશી.

જયકારી જયકારી જયકારી જિનવર પૂજા જયકારી; અભિનંદન સ્વામી સેવક હિજીયેજી. એ ટેક. પૂજા પ્રભુની

પ્યારી, પાપ સંતાપહારી, નિજ સંપદને દાતારી જિન૦ અભિ૦ ૧ ભક્તિવિણ ભવમા ભમિયો, લલનાથી હુ બહુ રમિયો, લક્ષ્મિએ લોભાયો બહુ ભારી જિન૦ અભિ૦ ૨ પુન્યે નરદેહ પાયો, ધર્મજિનદ ઢાયો, પણ ન થયો હુ શીયારી જિન૦ અભિ૦ ૩ નાથ નિરંજન સ્વામિ, માગુ હુ મસ્તક નામી, સેવા ઝવેર સુખકારી જિન૦ અભિ૦ ૪

---

## શ્રી સુમતિનાથ સ્તવન

ગિરૂઆરે ગુણ તુમ તણા– એ દેશી.

મહિમારે પ્રભુ તુમ તણો, સુણી શાત થયુ મન મારૂંરે, મિથ્યા મલ દૂરે ટળ્યો, પામ્યો સમકિત શિવ સુખકારૂરે, મહિમારે૦ એ ટેક પ્રિતમ પ્રતિમા તાહરી, દેખી આનદ મન ઉભરાયરે, આલબન લેતા થકાં, સુખે ભવસમુદ્ર તરાયરે મન૦ ॥ ૧ ॥ સરખો તુજ મુજ આતમા, નહીં ફેર સ્વરૂપે લગાર રે, તુમે સિદ્ધપદ પામીયા, હુ તોં ફરતો આ સસારરે મન૦ ॥ ૨ ॥ કર્મ થકી એ આતરો, પ્રભુ તુજ આગમથી જાણુ રે, એહને હણુવા ના થજી, ચિત્ત તુમ ચરણમા આણુ રે મન૦ ॥ ૩ ॥ સુમતિજિન કુમતિ હરી, દિજે સુમતિ મુજ સુખકારીરે, પામુ આપ પસાયથી, ઝવેરાત આતમ હિતકારીરે. મન૦ ૪

---

## શ્રી પદ્મપ્રભુ જિન સ્તવન.

### જાત્રા નવાણું કરીયે—એ દેશી.

પદ્મપ્રભુ ચિત્ત ધરીયે ભવિક જન, પદ્મ પ્રભુ ચિત્ત ધરિયે. એ ટેક. સુસિમા માત શ્રીધર નૃપનંદન, જન્મ કોશંબી નગરીયે. ભ૦ ૧ અઢીસેં માન ધનુશ શુભ કાયા, રૂપ અનુપમ વરીયે. ભ૦ ૨ વરસીદાન દેઇ જગમાં પ્રભુ, દારિદ્રતા સહુ હરીયે. ભ૦ ૩ સંસાર ત્યાગી સંજમ સાધી, ઘાતિ કરમ ક્ષય કરીયે ભ૦ ૪ દૂષણ લેશ નહીં જિનવરમાં, ગુણ અનંતા ભરીયે. ભ૦ ૫ જીવ અનેક જગત પડિબોધી, પહોંચ્યા મુક્તિ મંદિરીયે. ભ૦ ૬ ઉત્તમ એ જિન સેવ કરીને, કહે ઝવેર ભવ તરીયે. ભ૦ ૭

---

## શ્રી સુપાર્શ્વજિન સ્તવન.

### ઓધવજી સંદેશો કહેજયો શ્યામને—એ દેશી.

શ્રી સુપાર્શ્વ જિનેશ્વર સ્વામિનાથજી, વણારસી નગરીના નૃપ ગુણવાન જો; લક્ષ્મી રાજય તણી ત્યાગી દિક્ષા ગ્રહી, ભવ ભવનાં દુઃખ ભાગ્યાં સહુ ભગવાન જો. શ્રી૦ ૧ વિચરી ઠામોઠામ ધરમ દેઇ દેશના, જગતમાંથી તાર્યાં પ્રાણી નહીં પારજો; યશ કીર્તિ પ્રસરી તુમ ત્રિજગમાં પ્રભુ, જિન તુમ નમતા સુરપતિ મુનિપતિ પાયજો. શ્રી૦ ૨ મન

મારૂ પણ ચાહે છે તુમ ચાકરી, હાનિ કરવા અષ્ટ કરમ દુ ખદાયજો, રાત દિવસ રટના લાગી તુમ નામની, જય જય પામે ઝવેર પ્રભુ સુપસાયજો શ્રી૦ ૩

## શ્રી ચદ્રપ્રભુ જિન સ્તવન.

### તીરથની આશાતના નહી કરીયે—એ દેશી.

ચદ્રપ્રભુની ચાકરી ચિત્ત ચાહો, હારે ચિત્ત ચાહો રે ચિત્ત ચાહો, હારે લીજે માનવ જન્મનો લાહો, હારે તરવા સસાર ચ૦ ( એ ટેક ) ચદ્રપુરી નયરી તણા મ હારાયા, હારે તાત મહસેન વશ દીપાયા, હારે રાણી લક્ષ્મણાના પ્રભુ જાયા, હારે શ્વેતવરણી કાય ચં૦ ૧ ધનુષ્ય દોઢસો માનની પ્રભુ કાયા, હારે શુભ લછન ચદ્રનુ પાયા, હારે મુખ ચદ્ર સમુ જિનરાયા, હારે મૂરતિ મનોહાર ચ૦ ૨ સુદર મૂરત શોભતી અવિકારી, હારે દિસે મોહ નહી તલભારી, હારે સમતા રમની શુભ ક્યારી, હારે દેખી હોય આનદ ચ૦ ૩ આઠમા જિનની આઠ દ્રવ્યથી સારી, હારે પૂજા અષ્ટ કરમ હરનારી, હારે ગતિ અષ્ટમીને દાતારી હારે કરીયે ધરી પ્રેમ ચ૦ ૪ શુદ્ધ હૃદય શુભ ભાવથી ગુણ ગાવો, હારે નિજ સચિત કર્મ ખપાવો, હારે ઝવેરાત નિજાતમ પાવો, હારે સુખ પામો સાર ચ૦ ૫

## શ્રી સુવિધિનાથ જિન સ્તવન.

### ગિરિવર દરસન વિરલા પાવે—એ દેશી.

સુવિધિ જિનેશ્વર જગ જયકારી, જગ પરમેશ્વર જન હિતકારી સુ૦ એ ટેક. મોહક મુદ્રા નાથ તમારી, દેખી સફળ થઇ આંખ હમારી. સુ૦ ૧ જયાં ત્યાં જોતો ફરૂં જગમાંહીં, એ સમ જોઉં નહીં મનોહારી. સુ૦ ૨ એહ શું લગની લાગી નિરંતર, પલપલ નામ જપું જયકારી. સુ૦ ૩ ધારક કેવલ જ્ઞાન અનુપમ, અનુપમ કેવલ દર્શન ધારી સુ૦ ૪ રચિત સુરાસુર સમવસરણમાં, બેસી સિંહાસન જગ ઉપગારી સુ૦ ૫ બાર પરષદા આગળ સુંદર, દેશના દેતા જન સુખકારી. સુ૦ ૬ સંસારરૂપી મહા સાગરથી, તાર્યાં અનેક ભવિ નરનારી સુ૦ ૭ દાસ ઝવેર દયા કરી તારો, ચરણકમલ તુમ જાઉં બલિહારી સુ૦ ૮

---

## શ્રી શીતલનાથ જિન સ્તવન.

### નાથ કૈસે ગજકો બંધ છુડાયો—એ દેશી.

નમું નિત્ય શીતલનાથ જિનંદા, માતા નંદાદેવીના નંદા ન૦ એ ટેક. શીતલ મૂરત દેખત જિનવર, ચક્ષુ શીતલ હમ હોઇ, આજ સફળ હુઆ જન્મ હમેરા, પાપ મચલ સબ ધોઇ. ન૦ ૧ કલ્પતરૂ ઔર ચિંતામણીસે, આપ

અતિ હિતકારી, ઉત્તમ શાશ્વત સુખ અનુપમ, આપદી એક દાતારી ન૦ ૨ નિર્મલ મનસે ભાવે ભવિ તુમ, નિર્મલ ગુનઠો આવે ચિંતા-સકલ નિજ ચૂરણુ કરકે, મન વછિત ફળ પાવે ન૦ ૩ ધન ઇચ્છાસે ધન મિલ જાવે, રોગી નિરોગી થાવે, ડાકણુ સાકણુ દૂર નસાવે, વિઘ્ન ઉપદ્રવ જાવે ન૦ ૪ મૈ યાચક તુમ સરણે આયો, રત્ન ત્રયી મુજ દિજે, અક્ષય આપ ઝવેરી ખજાનો, કિમ કસર કરિજે ન૦ ૫

---

નીલુડી રાયણુ તરૂતળે સુણુ સુંદરી, પીલુડા પ્રભુના પાયરે, ગુણમંજરી ઉજ્જવળ ધ્યાને ધ્યાઇએ સુણુ૦ એ-હીજ મુક્તિ ઉપાય રે ગુણુ૦ શીતળ છાયડે બેસીએ સુણુ૦ રાતડો કરી મન રંગરે ગુણુ૦ પુજીએ સોવન ફુલડે સુણુ૦ જેમ હોય પાવન અંગરે ગુણુ૦ ખી૦ ઝરે જેહ ઉપરે સુણુ૦ નેહ ધરીને એહરે ગુણુ૦ ત્રીજે ભવે તે શીવ લહે સુણુ૦ થાયે નિરમળ દેહરે ગુણુ૦ પ્રીત ધરી પ્રદક્ષિણા સુણુ૦ દીએ એહને જે સારરે ગુણુ૦ અભંગ પ્રિતી હોય તેહને સુણુ૦ ભવ ભવ તુમ આધાર રે ગુણુ૦ કુસુમ પત્ર-ફળ મંજરે સુણુ૦ શાખા થડને મુળરે ગુણુ૦ દેવતણા વાસાય છે સુણુ૦ તીરથ ને અનુકુલ રે ગુણુ૦ તીરથ ધ્યાન ધરો મુદા, સુ૦ સેવો એહની છાયરે, ગુણુ૦ જ્ઞાન વીમલ

ગુણ ભાખીયો સુણ૦ શેત્રુંજા મહાત્મ્ય માંહરે. ગુણ મં-
જરી. ॥ ઇતિ. ॥

---

## શ્રી પુંડરીકજીનું સ્તવન.

એક દીન પુંડરીક ગણધરૂ રે લાલ, પુછે શ્રી આદી-
જીણંદ સુખકારી રે, કહીએ તે ભવજળ ઉતરી રે, લાલ
પામીશ પરમાનંદ ભવવારીરે. એક૦ ૧ કહે જીન ઇણી ગિ-
રી પામશો રે લાલ; જ્ઞાન અને નીરવાણ જયકારીરે; તીરથ
મહીમા વાધશે રે લાલ, અધિક અધિક મંડાણ નીરધારી
રે. એક૦ ૨ ઇમ નીસુણીને તિહાં આવીયારે લાલ, ઘાતિ
કરમ કર્યાં દુર તમ વારી રે, પંચક્રોડ મુનિ પરીવર્યા રે
લાલ, હુઆ સિદ્ધિ હજુર ભવવારીરે. એક૦ ૩ ચૈત્રી પુનેમ
દીન કીજીએરે લાલ; પુજા વીવીધ પ્રકાર દીલધારીરે, ફળ પ્રદ-
ક્ષિણા કાઉસગ્ગા રે લાલ, લોગસ્સ થુઇ નમુક્કાર નરનારીરે.
એક૦ ૪ દશ વીશ ત્રીશ ચાલીશ ભલારે લાલ, પચાસ
પુષ્પની માળ અતિસારી રે; નરભવ લાહો લીજીએ રે
લાલ, જેમ હોય જ્ઞાન વીશાળ મનોહારી રે. એક૦ ॥ ૫ ॥

---

## આદિશ્વર પ્રભુકા સ્તવન.

### દેશી બનજારી.

મારુ મોઢે બોલ બોલ આદેશ્વર વાલા, કાઇ થારી મરજીરે મારુ૦ ॥ ટેક ॥ મારૂદેવી વાટ જોવતા, ઇન્તરે વધાઇ આઇરે, આજ ઋષભજી ઉતરયા બાગમે ગુણ હરખાઈ રે ॥ મા૦ ૧ ॥ નાય ધોયને ગજ અસવારી, કરી મારૂદેવી માતા રે ॥ જાય બાગમે નદન નીરખી પાઇ શાતારે ॥ મા૦ ॥ રાજ છોડ નીકળ્યો રિખ્બો આ લીલા અદ્‌ભુતી રે ॥ ચમર છત્રને ઓર સીંઘાસણ, મોહની મૃતિ રે ॥ મા૦ ૩ ॥ દીન ભર બેઠી વાટ જોવતી, કબ મારો રીખબો આવે રે ॥ કહેતી ભરતને આદીનાથકી ખબરા લાવે રે ॥ મા૦ ૪ ॥ કીસી દેશમે ગયો વાલેસર, તુજ વીના વનીતા સુનીરે ॥ વાત કહો દીલ ખોલ લાલજી કીઉ બણ્યા મુની રે ॥ મા૦ ૫ ॥ શ્યામ જેમે હો સુખ શાતા, ખુબ કીયા દીલ છાયા રે ॥ અબ તો બોલ આદેશ્વર મારુ, કલ્પે કાયા રે ॥ મા૦ ૬ ॥ બેર હુઈ સો હો ગઇ વાલા, બાત ભલી નહીં કીનીરે ॥ ગયા પછી કાગદ નહીં દીનો, મારી ખબર ન લીની રે ॥ મા૦ ॥ ઓલભા મે દેઉ કટાલગ, પાછો કીઉ નહીં બોલેરે ॥ દુખ જનનીનો દેખ આદેસર, હીવડે તોલે રે ॥ મા૦ ૮ ॥ અનીચ

ભાવના ભાઇ માતા, નીજ આતમને તારી રે ॥ કેવલ પામી મુક્તિ સીધાયા, જયાને વંદણા હમારીરે. ॥ મા૦ ૯ ॥ મુક્તિકા દર્વાજા ખોલ્યા મોરાદેવી માતારે, કાલ અસંખ્યા રહ્યા ઉઘાડા, જંબુ દે ગયા તાલા રે. ॥ મા૦ ૧૦ ॥ સાલ બહોત્તર તીર્થ ઓસીયા, ગયવર પ્રભુ ગુણ ગાયારે મુની મનોહર પ્રથમ જીનન્દકી, પ્રણમું પાયારે ॥ મા૦ ૧૧ ॥

---

## શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

### દેશી લાલનની.

સિદ્ધગિરિ ધ્યાવો ભવિકા, સિદ્ધગિરિ ધ્યાવો; ઘર બેઠાં પણ બહુ ફલ પાવો ભવિકા, બહુ ફલ પાવો ॥ એ આંકણી ॥ નંદીશ્વર યાત્રાએ જે ફલ હોવે ॥ તેથી બમણેરૂં ફળ કુંડલગિરિ હોવે ॥ ભ૦ ॥ કું૦ ॥ ૧ ॥ ત્રિગણુ રૂચકગિરિ, ચોગણુ ગજદંતા ॥ તેથી બમણેરૂં ફળ જંબુ મહંતા ॥ ભ૦ ॥ જં૦ ॥ ષટગણુ ધાતકી ચૈત્ય જુહારે ॥ છત્રીશગણું ફળ પુખ્ખલ વિહારે ॥ ભ૦ ॥ પુ૦ ॥ ૨ ॥ તેથી તેરસગણું મેરૂ ચૈત્ય જુહારે ॥ સહસ ગણેરૂં ફલ સમેતશિખરે ॥ ભ૦ ॥ સ૦ ॥ લાખ ગણેરૂં ફલ અંજનગિરિ જુહારે ॥ દશલાખ ગણેરૂં ફળ અષ્ટાપદ ગિરનારે ॥ ભ૦ ॥ અ૦ ॥ ૩ ॥ ક્રોડ ગણેરૂ ફળ શ્રી સિદ્ધા-

ચળ ભેટે ॥ જેમરે અનાદીના દુરિત ઉમેટે ॥ ભ૦ ॥ દુ૦ ॥ ભાવ અનતે અનત ફળ પાવે ॥ જ્ઞાનવિમલસૂરિ એમ ગુણ ગાવે ॥ ભ૦ ॥ એ૦ ॥ ૪ ॥

---

## શ્રીસીમધરસ્વામીનુ સ્તવન.

પુખ્ખલવઇ વિજયે જયોરે, નયરી પુડરગિણી સાર શ્રી સીમંધર સાહિબા રે, રાય શ્રેયાસ કુમાર ॥ જિણુ-દરાય, ધરજો ધર્મ સ્નેહ ॥ એ આકણી ॥ ૧ ॥ મોટા નાહના આતરો રે, ગિરૂઆ નવિ દાખત ॥ શશિ દર્શન સાયર વધે રે, કૈરવ વન વિકસત ॥ જિ૦ ॥ ૨ ॥ ઠામ કુઠામ ન લેખવે રે, જગ વરસત જલધાર ॥ કર દોઈ કુસુમે વાસીએ રે, છાયા સવિ આધાર ॥ જિ૦ ॥ ૩ ॥ રાયને રક સરિખા ગણે રે, ઉદ્યોતે શશી સૂર ॥ ગંગા-જળ તે બિહુતણા રે, તાપ કરે સવિ દુર ॥ જિ૦ ॥ ૪ ॥ સરિખા સહુને તારવા રે, તિમ તુમે છો મહારાજ ॥ મુજશુ અતર કિમ કરો રે, બાહે ગ્રહ્યાની લાજ ॥ જિ૦ ॥ ૫ ॥ મુખ દેખી ટીલુ કરે રે, તે નવિ હોય પ્રમાણ ॥ મુજરો માને સવિતણો રે, સાહિબ તેહ સુજાણ ॥ જિ૦ ॥ ૬ ॥ વૃષભલછન માતાસત્યકીરે, નદનરૂકિમણી કત ॥ વાચકજશ ઇમવિનવે રે, ભયભજન ભગવત ॥ જિ૦ ॥૭॥

---

# શ્રી જીનપૂજન સ્તવન.

( ચાલ નાટક, ધન વો જગમેં )

ધન ધન વો જગમે નરનાર, પૂજા કરન કરાનેવાલે ॥ એ આંકણી૦ ॥ રાયપસેણી સૂત્ર મઝાર, પુજા વરની સતરાં પ્રકાર ॥ સૂર્યાભ દેવતા કરણહાર, શ્રી ગણધર દ૨સાનેવાલે ॥ ધન૦ ॥ ૧ ॥ જીવાભિગમ સૂત્ર હે સાર, વિજય દેવતાકા અધિકાર ॥ શાશ્વત જિનમંદીર વિસ્તાર, જૈન સિદ્ધાંત બતાનેવાલે ॥ ધન૦ ૨ ॥ આનંદ સાતમે અંગ વિચાર, જ્ઞાતા ઉવાઇ ભગવતી ધાર ॥ દ્રોપદી અરૂ અંબડ અનગાર, યે સબ મોક્ષકે જાનેવાલે ॥ ધન૦ ॥૩॥ ઇત્યાદી જૈન શાસ્ત્ર રસાલ, જિન પ્રતિમાકા વર્ણન ભાલ ॥ પૂજા કરે તુમ દીનદયાલ, હે મુક્તિફલ પાનેવાલે ॥ ધન૦ ॥ ૪ ॥ આતમ આનંદ રસમેં લીન, કારણ કારજ સમજ યકીન ॥ વલ્લભ પ્રભુકે હે આધીન, પ્રભુકો સીસ નમાનેવાલે ॥ ધન૦ ૫ ॥

---

## શ્રી દેવચંદ્રજી કૃત સ્તવન.

### નિંદડી વેરણ હુઇ રહી—એ દેશી.

ઋષભ જિણંદશું પ્રીતડી, કીમ કીજે હો કહો ચતુર વિચાર, પ્રભુજી જઇ અલગા વસ્યા, તિહા કિણે નવિ હો કોઇ વચન ઉચ્ચાર ॥ ઋષભ૦ ॥ ૧ ॥ કાગળ પણ પહોંચે નહિ, નવી પોહોચે હો તિહા કોઇ પરધાન, જે પહોંચે તે તુમ સમો, નવી ભાખે હો કોઇનું વ્યવધાન ॥ ઋષભ ॥ ૨ ॥ પ્રીતિ કરે તે રાગીયા, જિનવરજી હો તુમે તો વીતરાગ, પ્રીતડી જેહ અરાગીથી, ભેલવવી હો તે લોકોત્તર માર્ગ ॥ ઋષભ૦ ॥ ૩ ॥ પ્રીતિ અનાદિની વીષ ભરી, તે રીતે હો કરવા મુઝ ભાવ, કરવી નિર્વિષ પ્રીતડી, કિણ ભાતે હો કહો બને બનાવ ॥ ઋષભ૦ ॥ ૪ ॥ પ્રીતિ અનતી પરથકી, જે તોડે હો તે જોડે એહ, પરમ પુરૂષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણ ગેહ ॥ ઋષભ૦ ॥ ૫ ॥ પ્રભુજીને અવલબતા, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણરાશ, દેવચંદ્રની સેવના, આપે મુઝ હો અવિચલ સુખ વાસ ॥ રૂષભ૦ ॥ ૬ ॥

---

## શ્રી મહાવીર જીન સ્તવન.

વીર કુમરની વાતડી કેને કહીયે, હાંરે કેને કહીયે રે કેને કહીયે ॥ નવિ મંદિર બેસી રહીયે, હાંરે સુકમાળ શરીર ॥ વીર૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ બાલપણાથી લાડકો નૃપ ભાવ્યો, હાંરે મળી ચોસઠ ઇંદ્ર મલ્હાવ્યો ॥ ઇંદ્રાણી મળી હુલરાવ્યો, હાંરે ગયો રમવા કાજ ॥ વીર૦ ॥ ॥ ૨ ॥ છોરૂ ઉછાંછલા લોકના કેમ રહીયે, હાંરે એની માવડીને શું કહીયે ॥ કહીયે તો અદેખાં થઇયે, હાંરે નાશી આવ્યા બાલ ॥ વીર૦ ॥ ૩ ॥ આમલકી કીડા વિષે વીંટાણો, હાંરે મોટો ભોરિંગ રોષે ભરાણો ॥ વીરે હાથ ઝાલીને તાણ્યો, હાંરે કાઢી નાખ્યો દૂર ॥ વી૦ ॥ ૪ ॥ રૂપ પિશાચનું દેવતા કરી ચલિયો, હાંરે મુજ પુત્રને લેઈ ઉછળીયો ॥ વીરે મુષ્ટિ પ્રહારે વળીયો, હાંરે સાંભળીએ એમ ॥ વી૦ ॥ ૫ ॥ ત્રિશલા માતા મોજમાં એમ કહેતી, હાંરે સખીઓને ઉલંભા દેતી ॥ ક્ષણ ક્ષણ પ્રભુ નામજ લેતી, હાંરે તેડાવે બાળ ॥ વી૦ ॥ ૬ ॥ વાટ જોવંતા વીરજી ઘરે આવ્યા, હાંરે માતા ત્રિશલાએ ન્હવરાવ્યા ॥ ખોળે બેસારી હુલરાવ્યા, હારે આલિંગન દેત ॥ વી૦ ॥ ૭ ॥ યૌવન વય પ્રભુ પામતાં પરણાવે, હાંરે પછી સંજમશું દીલ લાવે ॥ ઉપસર્ગની ફોજ હઠાવે, હાંરે લીધું કેવલનાણ ॥ વી૦ ॥૮॥

કેમં સૂદન તપ ભાખીયુ જિનરાજે, હારે ત્રણ લોકની ઠકુ-રાઇ છાજે ॥ ફળ પુજા કહી શિવ કાજે, હારે ભવિને ઉપ ગાર ॥ વી૦ ॥ ૯ ॥ શાતા અશાતા વેદની ક્ષય કીધુ, હારે આપે અક્ષય પદ લીધુ ॥ શુભવીરનુ કારજ સીધુ, હારે ભાંગે સાદિ અનત ॥ વીર૦ ॥ ૧૦ ॥

---

## શ્રી સિદ્ધાચલનુ સ્તવન.

આજ આપણુ ચાલો સહિયા, સિદ્ધાચલગિરી જઇયે સિદ્ધાચલગિરિ જઇએ, એહની વિમલાચલગિરિ જઇએ રે આજ૦ સુણુ એહની એ ગિરિનો મહિમા, આદિ જિણુદ ઈમ ભાખી, ભરતાદિક નૃપતિની આગલ, ઇંદ્રાદિક સહુ સાખીરે ॥ આ૦ ॥ ઇણુ ગિરિવગીચે કાલ અનતે, સાધુ અનતા સિધ્યા, જન્મ મરણુના દુખ છોડીને, અમલ અખય ગુણુ લીધારે ॥ આ૦ ॥ ઈણુગિરિ સનમુખ પગલા ભરતા, આતમ શુદ્ધ સુભાવે, ક્રોડીભવારા પાતિક કીધા, એક પતકર્મે જાવેરે ॥ આ૦ ॥ શાશ્વતતિરથ એ શેતરૂંજો, જોતા લાગે મીઠો, તીન ભુવનમેં ઇણુગિરિ તોલે, બીજો કોઇ નહિ દીઠોરે ॥ આ૦ ॥ નિરજન શુ નેહ ધરીને, આલગ ઓલગ કરસ્યા, અદ્દભુત આદિ જીણેસર નિરખી, પ્રેમ સુધારસ પીસ્યારે ॥ આ૦ ॥ પુષ્પ સુગધા લેઈ-

પચરંગા, હાર સુગંધા ગુંથી, પહેરાવી પ્રભુ કંઠે લહિશ્યા, શીવ મારગની સુંથીરે. ાા આ૦ ાા ગહીરસ્વરે જીનવર ગુણ ગાતાં, જાત્રા નવાણું કરીએ; મનગમતી ભમતી વિચ ભમતાં, ભવસાગર નિસ્તરીયે રે. ાા આ૦ ાા પૂરવનવાણું વાર પ્રથમ જીન, રાયણ રૂખે આયા; એ તીરથ શુભ ભાવે ફરસી, કરીએ નિરમલ કાયારે. ાા આ૦ ાા લાભ ઉદય એ ગિરિવર લહીએ, કહે એમ કેવલનાણી; શ્રીજીનચંદ સદા હિતવચ્છલ, પ્રેમ ઘણે ચિત્ત આણીરે. ાા આજ૦ ાા

---

## રાગ—ઘુમર.

આદિ જીણુંદ નિત પૂજયે એ તો વિમલાચલ ગિરિ રાચો એ માય. ાા નાભિરાયા કુલચંદલો, એ તો મરૂદેવી કુખે જાયો એ માય. ાા આદિ૦ ાા નગર વિનીતાનો ધણી એ તો આદીશ્વર સુખકારી એ માય. અષ્ટાપદે મુગતે ગયા, એ તો ભવિજન કાજ સુધારી એ માય. ાા આદિ૦ ાા પ્રભુ દર્શન જલધારસે, ભવિ સારંગ નિત ઉલસાવે એ માય, દર્શન વિણુ કિરીયા સહુ, એ તો શિવસાધન નવિ થાયે. એ માય. ાા આદિ૦ ાા સજી શણગાર મનોહરૂ એ તો ગોરી મંગલ ગાવે એ માય. દ્રવ્યભાવ જીનરાજની, એ તો પૂજા કરી સુખ પાવે. એ માય. ાા આદિ૦ ાા વસુદિન

ઓચ્છવ રંગ શું એ'તો દીન દીન સદ્ય સેવાયો॥ એ મીય ॥ પચમ અંગ પૂરણ કરી એ તો, કૃપાચંદ્ર ગુણ ગાયો એ માય. ॥ આદિ૦ ॥

---

## અથ શ્રી પાર્શ્વનાથજી સ્તવન.

તુમેરે મનમે પ્રભુ તુમેરે દીલમે ધ્યાન ધરૂં પલ પલમે ॥ તુમેરે ॥ પાસ જીનેસર અંતરજામી સેવ કરૂં છીન છીનમે ॥ તુમેરે ॥ ૧ ॥ કાહુકો મન તરૂણીસે રાચ્યો કાહુકો ચિત્તધનમે ॥ તુમેરે ॥ મેરો મન તુમહીસે રાચ્યો, જ્યુ ચાતક ચિત્ત ઘનમે ॥ તુમેરે ॥ ૨ ॥ જો ઓીસર તેરી ગતિ જાણે અલખ નિરંજન છીનમે ॥ તુમેરે॥ કનકકીર્તિ સુખસાગર તુહિ સાહિબ તીન ભુવનમે ॥ તુમેરે૦ ॥ ૩ ॥

---

### રાગ ખમાચ.

આદિજીનંદા સુખ અનુપમચંદા મોહ્યા સહુ સુરનર મુનિંઈદા આદિજીનંદા ॥ નિત્યોદય એહનો યથા છંદા મોહાધકારકુ દુર કરિંદા ॥ આદિ૦ ॥ ૧ ॥ એહને. રાહુ ગ્રહ નહિ મંદા આચ્છાદન ન કરે વારિંદા ॥આદિ૦ ॥ ૨॥ અદ્ભૂત એહની કાંતિ સોહિંદા એહ અપૂર્વ શ-

શાંક કહિંદા ॥ આદિ૦ ॥ ૩ ॥ અનુભવ અમૃત વરસત ચંદા ભવિક કુમૂદ મિલન કરિંદા ॥ આદિ૦ ॥ ૪ ॥ હે-રખ અધિક આજ ઉદયો દિણુંદા કૃપાચંદ્ર પ્રભુ ચરણોંદા બંદા ॥ આદિ૦ ॥ ૫ ॥

---

## શ્રી ચક્રેશ્વરી માતાજીનું સ્તવન.

હાંરે મા ચક્રેશ્વરી સીદ્ધાચળ વસીઆરે જીન રખે-વાલની ॥ એ આંકણી ॥ હાંરે મા દેવી મા મોટી દેવી ॥ મા ઇંદ્રાદીક જક્ષે સેવી ॥ હાંરે માની અકલ સરૂપ ક-હીએ સેવી ॥ મા ચકેસરી ॥ ૧ ॥ હાંરે મા બુડતા વહાણ ઉગારે છે ॥ સેવકના કાજ સુધારે છે હાંરે માની જાત્રા કરે તેને તારે છે મા ચકેસરી ॥ ૨ ॥ હાંરે માની જાત્રા સઉ કોઇ આવે છે ॥ ચુંદડીઓ શ્રીફળ લાવે છે ॥ હાંરે માની ભક્તિ કરે તેને તારે છે મા ચકેસરી ॥ ૩ ॥ હાંરે મા મસ્તક મુગટ બીરાજે છે. માને કાને કુંડળ છાજે છે હાંરે માને ગોફણે ઘુઘરી ગાજે છે ॥ મા ચકેસરી ॥ ૪ ॥ હાંરે માને કુમકુમ ચુડલા ખળકે છે ॥ માને જડાવ ઝુ-મણા ઝળકે છે ॥ હાંરે માને કોટે પુતળીઆ લટકે છે ॥ મા ચકેસરી૦ ॥ હાંરે માને લક્ષણ કર્માવર્તઆણું ॥ મા ચક પાંચસોએ નીરવાણું ॥ હાંરે ઉગ્યો જાણે શશીયણ ભાણું

॥ મા ચક્રેસરી ॥ ૬ ॥ હારે મા વામ ભોજ એક ધન ઓપે ॥ મા વજા ચક્ર અકુશ શોભે ॥ હારે મા સહુ સેવકના સુખ શોભે ॥ મા ચક્રેસરી ॥ ૭ ॥ હારે માને જાળીઓને ગોખ બીરાજે છે, મા ઘટ ઘડીઆળા વાજે છે, હારે મારી માજીનો ગોફ ગાજે છે ॥ મા ચક્રેસરી ॥૮॥ હારે મા કેશર શકર તમે મઇ કરજો ॥ મા દેવી સેવીને શરણે રહેજો ॥ હાર માની ભક્તિ કરે તેને ફળ દેજો ॥ મા ચક્રેસરી ॥ ૯ ॥

---

જાના નવાણુ કરીએ વીમળગિરી જાત્રા નવાણુ કરીએ પુરવ નવાણુ, વાર શત્રુજય ગીરી ઋષભજીણંદ સમોસરીએ વી૦ યા૦ ॥ ૧ ॥ કોડી સહસ ભવ પાતક તુટે, શતરૂંજા સામાડગ ભરીએ ॥ વી૦ યા૦ ૨ ॥ સાત છઠ હોય અઠમ તપસ્યા, કરી ચઢીએ ગીરીવરીએ, વી૦ યા૦ ॥૩॥ પુડરીક પદ જપીએ મન હરખે, અધ્યવસાય શુભ ધરીએ, વી૦ યા૦ ॥૪॥ પાપી અભવ્ય ન નજરે દેખે, હીંસક પણ ઉદ્ધરીએ વી૦ યા૦ ॥૫॥ ભુમી સથારો ને નારી તણો સગ, દુર થકી પરીહરીએ વી૦ યા૦ ॥ ૬ ॥ એકલ આહારી ને સચીત પરીહારી, ગુરૂ સાથે પદ ચરીએ વી૦ યા૦ ॥૭॥ પડીક્કમણા હોય વીધીશુ કરીએ, પાપપડલ પરીહરીએ, વી૦ યા૦ ॥૮॥ કલીકાલે એ તીરથ મોટું પ્રવ-

હણ્યુ જેમ ભરહરીએ વી૦ યા૦ ॥૯॥ ઉત્તમ એ ગીરીવર સેવંતા પદ્મ કહે ભવ તરીએ વીમલગીરી જાત્રા નવાણું કરીએ. ॥ ૧૦ ॥

---

## શ્રી ઋષભદેવનું સ્તવન.

માતા મરૂદેવીના નંદ, દેખી તાહરી સુરતી મારૂં મન લોભાણું જી મારૂં દિલ લોભાણું જી દેખી. ॥ ૧ ॥ કરૂણા નાગર કરૂણા સાગર કાયા કંચનવાન, ધોરી લંછન પાઉલે કાંઇ ધનુષ્ય પાંચસે માન. માતા૦ ॥ ૨ ॥ ત્રીગડે બેસી ધર્મ કહંતા સુણે પર્ષદા બાર, જોજન ગામની વાણી મીઠી વરસંતી જળધાર. માતા૦ ॥ ૩ ॥ ઉરવશી રૂડી અપચ્છરાને રામા છે મનરંગ, પાયે નેપુર રણઝણે કાંઇ કરતી નાટારંભ. માતા૦ ॥ ૪ ॥ તુંહી બ્રહ્મા, તુંહી વિધાતા, તું જગ તારણહાર; તુંજ સરીખો નહીં દેવ જગતમાં, અડવડીયા આધાર. માતા૦ ॥ ૫ ॥ તુંહી ભ્રાતા તુંહી ત્રાતા તું જગતનો દેવ, સુરનર કીન્નર વાસુદેવા; કરતા તુજ પદ સેવ. માતા૦ ॥ ૬ ॥ શ્રી સિદ્ધાચળ તીરથ કેરો, રાજા રીષભ જીણંદ, કીર્તિ કરે માણેકમુનિ તાહરી, ટાળો ભવભય ફંદ. માતા૦ ॥ ૭ ॥

---

પ્રથમ જીનેશ્વર પ્રણુમીએ જાસ સુગંધી રે કાય, કલ્પવૃક્ષપરે તાસ ઈંદ્રાણી, નયન જે ભૃંગપરે લપટાય૦ ॥ ૧ ॥ રોગ ઉરોગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ, તેહથી પ્રતીહત તેહ માનુ કોઇ નવી કરે, જગમા તુમ શુ રે વાદ, વગર ધોઇ તુજ નિરમળી, કાયા કંચનવાન, નહીં પરસ્વેદ લગાર તારે તુ તેહને, જે ધરે તાહરૂ ધ્યાન ॥ ૩ ॥ રાગ ગયો તુજ મન થકી, તેહમા ચિત્ત ન કોઇ, રૂધીર આમીષથી રાગ ગયો તુજ જન્મથી, દુધ સહોદર હોય ॥ ૪ ॥ શ્વાસોશ્વાસ કમળ સમો, તુજ લોકોત્તર વાદ, દેખે ન આહાર નીહાર ચરમચક્ષુ ધણી, એવા તુજ અવદાત ॥ ૫ ॥ ચાર અતીશય મુળથી, ઓગણીશ દેવના કીધ, કર્મ ખપ્યાથી અગ્યાર ચોત્રીશ ઇમ અતીશયા, સમવાયગે પ્રસિદ્ધ ॥ ૬ ॥ જીન ઉત્તમ ગુણ ગાવતા, ગુણ આવે નિજ અંગ, પદ્મવિજય કહે એહ સમય પ્રભુ પાળજો, જેમ થાઉ અક્ષય અભંગ પ્રથમ૦ ॥ ૭ ॥

---

પ્રથમ જીનેશ્વર પૂજવા સૈયર મોરી, અંગ ઉલટ ધરી આવહો, કેસર ચંદન મૃગમદે સ૦ સુંદર આંગી બનાવહો, સહેજ સલુણો મારો, શીવસુખ લીનો મારો, જ્ઞાનનો ભીનો મારો, દેવમા નગીનો મારો, સાહીબો સ૦ જયો જયો પ્રથમ જીણંદ હો, ધન્ય મારૂદેવા કુખને સ૦

વારી જાઉં વાર હજાર હો, સ્વર્ગ શિરોમણીને તજી. સ૰ જીહાં લહે પ્રભુ અવતાર હો. સેહે૦ ॥ ૧ ॥ દાયક નાયક જન્મથી સૈ૦ લાજ્યો સુરતરૂ વૃંદ હો, સુગલા ધર્મ નીવારણો. સૈ૦ જે થયો પ્રથમ નરીંદ હો, સહજ. ॥ ૩ ॥ લોક નીતિ સવી શીખવી, સૈ૦ દાખવા મુક્તિનો રાહ હો, રાજ્ય ભળાવી પુત્રને, સૈ૦ થાપ્યો ધર્મ પ્રવાહ. હો૦ સહેજ૦ ॥ ૪ ॥ સંજમ લેઇને સંચર્યા, સૈ૦ વરસ લગે વીણ આહાર હો, શેલડી રસ સાહે દીઓ, સૈ૦ શ્રી શ્રેયાંસને સુખસાર હો. સહેજ૦ ॥ ૫ ॥ મોહોટા મહંતની ચાકરી, સૈ૦ નિષ્ફળ કદીએ ન થાય હો, મુનિપણે નમી વિનમી કર્યા, સૈ૦ ક્ષણમાં ખેચર રાય હો સેહેજ૦ ॥ ૬ ॥ જનનીને કીધું ભેટણું, સૈ૦ કેવળ રત્ન અનુપ હો, પહેલાં માતાજીને મોકલ્યાં સૈ૦ જોવા શીવવહુ રૂપ હો. સેહેજ૦ ॥ ૭ ॥ પુત્ર નવાણું પરીવર્યા સૈ૦ ભરતનાં નંદન આઠ હો, અષ્ટ કરમ અષ્ટાપદે; સૈ૦ યોગ્ય નિરૂંધ્યે નષ્ઠ હો. સેહેજ૦ ॥ ૮ ॥ તેહનાં બિંબ સિદ્ધાચળે; સૈ૦ પૂજો એ પાવન અંગ હો, ખીમાવિજય જીન નિરખતાં, સૈ૦ ઉછળે હર્ષ તરંગ હો. સેહેજ૦ ॥ ૯ ॥

સમાપ્ત.